# પરલોકગત જીવાત્માઓ

## ભાગ ૧



॥ श्री भूतनाथाय नमः ॥

રે ગતિ કર્મની ન્યારી, ભલભલાની મતિહારી,
રાખે લજ્જા જો ત્રિપુરારિ, તો જ બાજી રહે રે.

# : લેખકનાં અન્ય પુસ્તકો :

૧ પરલોકગત જીવાત્માઓ ભાગ ૧ રૂા. ૨—૦૦
(બીજી આવૃત્તિ સુધારા—વધારા સાથે)
૨ પતિતપાવનાશ્રમ, પરલોકગત જીવાત્માઓ ભા. ૨ રૂા. ૨—૦૦
૩ ,, ,, ભા. ૩ ,, ૨—૦૦
૪ ,, ,, ભા. ૪ ,, ૨—૦૦
૫ गोमाताकी मर्मस्पर्शी अपील (हिन्दी) ૦—૧૨
૬ ગાય માતાની હૃદયસ્પર્શી અપીલ (ગુજરાતી) ,, ૦—૨૫
૭ શ્રી શંભુ–પ્રસાદી ,, ૦—૫૦
૮ શ્રી શંભુ સદુપદેશ ,, ૦—૭૫
૯ વિચારોની ગુપ્તશક્તિ (હવે છપાશે) ,, ૨—૦૦
૧૦ મંત્રસિદ્ધિ શી રીતે? ( ,, ) ,, ૨—૦૦
(ભા. ૧—૨ સાથે)
૧૧ જગદ્‌ગુરુ ભગવાન શ્રી કૃષ્ણ ( ,, ) ,, ૨—૦૦

ઉપરનાં પુસ્તકો મેળવવા માટે જવાબી કાર્ડથી જણાવો અથવા રૂબરૂ મળો. પ્રત્યેક પુસ્તકનું બુકપોસ્ટ ખર્ચ. ૧૧ ન.પૈસા અલગ.

લખો યા મળો:—

**શ્રી. વિ. પ્ર. ઉપાધ્યાય,**
ભારતી કાર્યાલય,
**વડનગર.** (ઉ. ગુ.)

॥ नमस्तत्कर्मभ्यो विधिरपि न येभ्यः प्रभवति ॥

પ. પં. શ્રી. ભોળાશંકર વિશ્વબંધુ ઉર્ફે "જિગર"ના
ગૈબીસૃષ્ટિના રોમાંચક સાહસભર્યાં નગ્નસત્ય અનુભવો.

# પરલોકગત જીવાત્માઓ

## ભાગ ૧




લેખક:

શ્રી. વિ. પ્ર. ઉપાધ્યાય

[ભૂ. પૂ. તંત્રી: "સન્માર્ગ" અને "ભારતી]

ઠે ભારતી કાર્યાલય, વડનગર.





: પ્રાપ્તિ સ્થાન :

શ્રી. એચ. એમ. જોશી.
અશ્વિન ઔષધાલય
સૌરાષ્ટ્ર સોસાયટી સામે,
અમદાવાદ ૭.

શ્રી. દેવશંકર ગિરિજાશંકર શાસ્ત્રી
પંચમુખ મારુતિ મંદિર,
મંડીબજાર, સિદ્ધપુર.

---

શ્રી. વિ. પ્ર. ઉપાધ્યાય
ભારતી કાર્યાલય
વડનગર. (ઉ. ગુ.)

## સમર્પણ



જેમની પ્રેરણા અને આશીર્વાદથી આ પુસ્તક પ્રકટ થયું તે ત્યાગી, વિરાગી અને ભક્તિરસ—અનુરાગી, પ્રેતાત્મવિદ્યાવિશારદ સ્વ. પૂ. પા. પં. શ્રી. મોક્ષાકર વિશ્વબંધુના ચરણકમળમાં સપ્રેમ સાદર સમર્પિત.

| | |
|---|---|
| શ્રી. હ. મો. જોશી | શ્રી. વિ. પ્ર. ઉપાધ્યાય |
| શ્રી. આર. આર. પીઠાવાલા | ડૉ. જી. એસ. જોશી |
| શ્રી. એચ. જી. ઉપાધ્યાય | શ્રી. ઉ. જ. પંડ્યા |

॥ नमः शिवायै च नमः शिवाय ॥



॥ तन्मे मनः शिवसंकल्पमस्तु ॥

# समर्पणम्

विप्रस्य हृदयोद्भूतो भावार्द्रः शब्दनिर्झरः ।
पापं तापं च दैन्यं च सर्वेषां हरतात्सदा ॥ १

यथार्थभक्तिरागेण रिरंजयिषुणा सदा ।
विनायकेन ग्रथिता माला शब्दात्मिकात्वियम् ॥ २

सदानंदस्वरूपाय शिवाय ह्यर्प्यते मुदा ।
तेन प्रसीदेद् भगवान् भूतनाथ उमापतिः ॥ ३

ईश्वरस्यांशभूतेन जीवेनानेन सर्वदा ।
मनसा कर्मणा वाचा यद्यत्स्यात्तत्तदर्पणम् ॥ ४

भारती कार्यालयः,
वडनगरम्.
( उ. गुजरात. )

वि. ग्र. उपाध्यायः

# આશીર્વાદ

**સમુદ્રમાં** ડૂબકી મારનાર માણસને કદાચ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ ન થાય તો પણ સમુદ્રમાં રહેલાં અમૂલ્ય મોતી તો મળે જ છે. તેમ જે હેતુથી મેં પ્રેતાવાહનવિદ્યા સિદ્ધ કરી એનો મૂળ હેતુ સિદ્ધ ન થવા છતાં એક અગમ્ય પણ સત્ય ગેબી સૃષ્ટિનાં દર્શન રૂપી મોતી મને તેમાંથી પ્રાપ્ત થયું—એટલે કે આત્મા અથવા જીવ અમર છે એ શાસ્ત્રવચનનો મને પ્રત્યક્ષ અનુભવ થયો અને અત્યાર સુધી જે વસ્તુઓ માત્ર વાત રૂપે હતી તે ચક્ષુ અને કર્ણ દ્વારા મારા અનુભવવામાં પણ આવી. મારા તે બધા અનુભવો મેં નોંધ્યા છે અને આ ગ્રંથ દ્વારા જનતા તે વાંચી તેમાંથી કાંઈક લાભ ઉઠાવશે એવી મારી માન્યતા હોવાથી તે બધાનો મેં સંગ્રહ કર્યો છે. તેમાંના કેટલાક અનુભવો ભાઈશ્રી વિ. પ્ર. ઉપાધ્યાયે સરસ રીતે સંકલિત કરીને આ પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કર્યા છે, તે જોઈને મને ખૂબ આનંદ થયો છે. તેમનો આ પ્રયત્ન સફળ થાય, લોકોપયોગી નીવડે એ સિવાય મને બીજી કઈ ઇચ્છા હોઈ શકે ?

આ શુભ પ્રયત્નને મારા હાર્દિક આશીર્વાદ છે.

ભગવાનનગર, અમદાવાદ ૭.
તા. ૭–૧૧–૫૭

—પંડિત મોક્ષાકર વિશ્વબંધુ

## અનુભવાર્થી 'જિગર'નો
# જગતને સંદેશો

આત્મા અમર છે, પૂર્વજન્મ છે, પુનર્જન્મ છે, પ્રેતસૃષ્ટિ છે, પરલોક છે, મરણ પછી જીવન છે, મૃત વ્યક્તિઓ સાથે વાતચીત શક્ય છે, જીવાત્માઓનાં જન્મ-મરણ કર્મને આધીન છે, કર્મના નિયમો અવિચલ અને અકાટ્ય છે, કર્મભોગ સિવાય જીવાત્માઓનો છૂટકારો નથી. શાસ્ત્રોક્ત કર્મકાંડ એ ધતિંગ નથી. તનનું મરણ એ વાસ્તવિક મરણ નથી, મનના મરણની મઝા સાચા સંતો અનુભવતા હોય છે. વાસનાક્ષય વિના મનનું મરણ થતું નથી. વાસનારહિત થવા સંતનો સંગ જરૂરી છે. સંત-સંગનો રંગ ચઢતાં જીવાત્માનો અંત સુધરે છે. અંતે મતિ તેવી ગતિ એ શાસ્ત્રાજ્ઞા છે.

સ્વ. પં. મોક્ષાકર વિશ્વબંધુ.

॥ ॐ भूर्भुवः स्वः
ॐ तत्सवितुर्वरेण्यं
भर्गो देवस्य धीमहि
धियो यो नः प्रचोदयात् ॐ ॥





ભાવના જેની જેહવી, થાય પ્રાપ્તિ તેને તેવી;
સેવે જેહ ભાવના દેવી, થાય દેવ તે સ્વયં.

# લેખક અને પ્રકાશક તરફથી

સને ૧૯૫૮માં 'કિસ્મત' માસિક (લેમિંગ્ટન રોડ, મુંબઈ ૪) ના ભેટ પુસ્તક તરીકે અમારું પ્રથમ પુસ્તક **"પરલોકગત જીવાત્માઓ"** પ્રગટ થયું. લોકોને તે ગમ્યું તેથી પ્રતિવર્ષે ક્રમશઃ બીજો અને ત્રીજો ભાગ પણ અમોએ પ્રસિદ્ધ કર્યા. આ સાલ પણ જનસમાજની અભિરુચિને સંતોષવા ખાતર સને ૧૯૬૧ ની દિવાળી ઉપર સદર માસિકના તંત્રી શ્રી. ઉ. જ. પંડ્યા, 'પરલોકગત જીવાત્માઓ'નો ચોથો ભાગ પ્રસિદ્ધ કરી રહ્યા છે. હવે પછી પ્રકાશિત થનારા પાંચમા ભાગનું સંકલન અમે શરૂ કર્યું છે. યોગ્ય સમયે તે પ્રકાશિત થશે જ. દર વર્ષે પ્રકટ થતાં ૩૦૦૦ પુસ્તકો ખલાસ થઈ જવાથી અને લોકમાગ ચાલુ રહેવાથી હાલ તો ભાગ ૧ ની બીજી આવૃત્તિ સુધારા–વધારા સાથે અમે પ્રગટ કરીએ છીએ.

"જિગર અને અમી" વાંચ્યા બાદ જિગરને જોવાની, મળવાની અને એમના રહસ્યમય જીવનની હકીકતો એમના મુખેથી સાંભળવાની મનોવૃત્તિ ઘણાને થતી હતી. અત્યારે તો જિગર આપણી વચ્ચે નથી; પરંતુ 'જિગર અને અમી' પછીના વાચન તરીકે, મરણોત્તર જીવન પર પ્રકાશ ફેંકતા રહસ્યપૂર્ણ પ્રસંગોથી ભરપૂર 'પરલોકગત જીવાત્માઓ'ના ક્રમશઃ પ્રસિદ્ધ થયેલા અને થતા ભાગો તો તેઓ મુકતા જ ગયા છે. પૂ. શ્રી પોતે નિઃસ્વાર્થપણે પરલોકવાસી વાસનાબદ્ધ સૂક્ષ્મ જીવોના કલ્યાણ માટે વખતોવખત

પ્રેતાવાહનના પ્રયોગો કરી, એમને સન્માર્ગે વાળી જીવસેવા કરતા હતા. પૂ. શ્રીનું સાદું, સીધું, સાત્ત્વિક, સંયમી, નિયમિત, પરોપકારી, ત્યાગી અને ભક્તિરસ અનુરાગી જીવન, અત્યારના કહેવાતા 'પ્રગતિવાદી'ને ખરેખર આશ્ચર્યપૂર્ણ પણ પ્રેરણાપ્રદ લાગતું હતું.

જિજ્ઞાસુ મિત્રો ગૈબી સૃષ્ટિ તથા પરલોકવાસીઓના પ્રયોગો વિષે હાલમાં અમને પૂછપરછ કરે છે. અમે આ પ્રયોગો પ્લેંચેટ ઉપર યોગ્ય સમયે જ કરીએ છીએ અને વળી મરનાર પાછળ ગીતા, ગરુડપુરાણ કે શ્રીમદ્ ભાગવતનું સદ્વાચન કરી સામૂહિક રીતે જીવિત અને મૃત વ્યક્તિઓના અભ્યુત્થાનનો ઉપાય પણ યથા મતિ યોજીએ છીએ. સ્વ. પૂ. પંડિત શ્રી. મોક્ષાકરજી તથા પતિત-પાવન આશ્રમના અદૃશ્ય જીવાત્માઓની એમાં અમને અવશ્ય સહાયતા હોય છે.

આ પુસ્તકમાં અમદાવાદ–નિવાસી, ખૂબ પ્રવૃત્તિપરાયણ, ઉચ્ચ અધિકારી, અદૃશ્ય જગતના સારા અભ્યાસી, પ્રભુકૃપાપાત્ર અમારા એક મિત્રે મરણોત્તર જીવન ઉપર સુંદર, સચોટ અને બુદ્ધિગમ્ય અત્યાવશ્યક પ્રકાશ પાડવા ઘણી તસ્દી લીધી છે; તેથી તેમના અમે અત્યંત આભારી છીએ.

ઉપરાંત, સિદ્ધપુર–નિવાસી અમારા આત્મબંધુ શ્રી. હરિકૃષ્ણ ગિરિજાશંકર ઉપાધ્યાયે પણ આત્મા, જીવાત્મા, પરમાત્મા, લોક–પરલોક સૂક્ષ્મ શરીર, અંતરિક્ષ વિભાગ અને મૃત્યુ વગેરે વિષે પોતાના અભ્યાસ અનુસાર અતિ રોચક અને પ્રેરક લખાણ આપી અમને ઉપકૃત કર્યા છે, જે બદલ અમે તેમના ઋણી છીએ.

ગૈબી વિદ્યાના પ્રેમી, સદાય ગુપ્ત રહેવા ઇચ્છતા પણ સતત સાચી સેવા–સાધનામાં રત એવા અમારા પરમ સ્નેહી ડૉક્ટર

શ્રી. જોશી સાહેબ (અમદાવાદ) ની શુભ પ્રેરણા દ્વારા આ પ્રકાશન થઈ શક્યું છે. જે વ્યક્તિઓએ આ પ્રકાશનમાં યત્કિંચિત્ સહયોગ આપ્યો છે તે તમામનો હૃદયપૂર્વક આભાર માની, '**सर्वं शिवार्पणमस्तु**' કહી, વિરમીએ છીએ.

વિનીત :

| | |
|---|---|
| ભારતી કાર્યાલય, | **શ્રી. વિ. પ્ર. ઉપાધ્યાય** |
| **વડનગર.** | **શ્રી. હરિકૃષ્ણ એમ. જોશી** |

# મરણ પછીના જીવન પર પ્રકાશ

(લેખક : શ્રી. "રતન" અમદાવાદ.)

**મા**ણસ જન્મ્યો ત્યારથી એને સૌથી મોટી બીક મરણની હોય છે. ઘણા થોડા વિરલા હશે કે જેને મરણની બીક નહીં હોય. બાળક સમજતું થાય છે ત્યારથી તે છેક વૃદ્ધાવસ્થાના છેડા સુધી દિલમાં મરણની દહેશત રહે જ છે. એનું કારણ મુખ્યત્વે જુદી જુદી જાતની વાસનાઓ હોય છે. એક અતિ વૃદ્ધ માણસને પણ જો મૃત્યુ સંબંધી પ્રશ્ન કરવામાં આવે તો એવી ઇચ્છા એ જરૂર જણાવશે કે આટલું થાય પછી મૃત્યુ થાય તો વાંધો નથી; પણ આવી ઇચ્છાઓની પરંપરા ચાલ્યા જ કરે છે. એક ઇચ્છા પુરી થાય તે પહેલાં બીજી જન્મી જ હોય, એટલે સતત મૃત્યુને પાછું ઠેલ્યા કરવાની મનોવૃત્તિ જ હોય છે. આ પરિસ્થિતિ માટે મૃત્યુ પરત્વેની અજ્ઞાનતા જ કહી શકાય. મનુષ્ય એમ માની બેઠો છે કે મૃત્યુ થયું એટલે સર્વસ્વનો છેડો આવી ગયો. ઘણા કહે છે કે શરીર પંચભૂતમાં મળી જાય છે, અને જીવાત્મા બીજે જન્મી જાય છે. આવી ગેરસમજ અજ્ઞાનતાને લીધે જ ઊભી થઈ હોય છે.

"મૃત્યુ શું છે?' એ સમજવા પહેલાં તો જીવાત્મા શું છે? શરીર શું છે? વિગેરે બાબતોને સમજી લેવાની જરૂર છે. જીવાત્મા એ ઇશ્વરનો અંશ છે અને તે આત્મા, બુદ્ધિ અને મનસ્‌ના ત્રિગુણાત્મકના રૂપમાં હોય છે. 'કારણ શરીર' એ એનું મુખ્ય શરીર કહી શકાય, કે જે વારંવાર બદલવું પડતું નથી. એને 'કારણ

શરીર' એ માટે કહેવામાં આવે છે કે જીવાત્મા જન્મોજન્મ સંસારમાં આવીને જે પ્રગતિ કરે છે એનાં કારણોનો સંગ્રહ આ શરીરમાં હોય છે અને એની ઉપર જ દરેક નવા જન્મમાં 'સ્વભાવ', 'સમજણ શક્તિ' વગેરેનો પરિણામ તરીકે આધાર હોય છે. જીવાત્મા અમર છે એમ ઘણા માને છે, તે ખરૂં છે. એ જીવાત્માને પોતાના પ્રગતિકરણ માટે વારંવાર જન્મ લેવો પડે છે. ત્યારે એને જુદી જુદી બનાવટનાં સાત શરીરો ધારણ કરવાં પડે છે. દરેક શરીર જીવાત્માને અમુક ભુવન ઉપર જ કામ આવી શકે છે. અને સૃષ્ટિમાં સાત ભુવનો હોવાથી એ દરેકને માટે અનુકૂળ શરીરની જરૂર પડે છે. આ વસ્તુ સમજવા માટે આપણે જોઈ શકીએ છીએ તેવા સ્થૂળ ભુવનનો દાખલો લઇશું તો સરળ થઈ પડશે. **મનુષ્યને** જમીન ઉપર ફરવું હોય તો એ મોટર, આગગાડી વિગેરેનો ઉપયોગ કરી શકે છે; પણ એ જ મોટર એને પાણી કે હવામાં ફરવા માટે નકામું વાહન થઈ પડે છે. પાણીને માટે એને વહાણ, આગબોટ વગેરે જોઇએ અને હવામાં ફરવા માટે વિમાન જોઇએ. એટલે એક મનુષ્ય પાસે જો આ ત્રણે વાહનો હોય તો એ જમીન, પાણી અને હવામાં સહેલાઇથી ફરી શકે છે. તે જ પ્રમાણે જીવાત્માને સાત જુદા જુદા ભુવનો ઉપર ફરવા માટે સાત જાતનાં વાહનો (શરીરો) જોઇએ, એ સામાન્ય બુદ્ધિથી સમજી શકાય એમ છે. આ ભુવનો અવકાશમાં એકમેકની ઉપર આવેલાં છે, એમ નથી. ખરી રીતે તો આ ભુવનો અને શરીરો એ જુદાં જુદાં તત્ત્વોની બનાવટો છે. આ સાત તત્ત્વો અથવા શરીરો કે જે જીવાત્માની ઉપાધિઓ અથવા વાહનો છે તે નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| અમર તત્ત્વો | (૧) આત્મા (Spirit) | 'કારણ' શરીર |
| | (૨) બુદ્ધિ (Budhhi) | |
| | (૩) મનસ્ (Mind) | |

| | |
|---|---|
| ક્ષણભંગુર તત્ત્વો | (૪) કામ (Desire) |
| | (૫) પ્રાણ (Vitality) |
| | (૬) છાયા (Etheric) |
| | (૭) સ્થૂળ (Physical) |

જુદા જુદા ધર્મોમાં આ તત્ત્વોને જુદી જુદી રીતે વર્ણવેલાં છે. ખ્રિસ્તી ધર્મમાં એના ત્રણ વિભાગઃ શરીર, જીવ અને આત્મા તરીકે કરેલ છે. વેદાન્તિઓ પાંચ કોષ અને એક આત્મા એમ કહે છે. વૈદિક વાઙ્મયમાં આ વિષે વિશદ વિવેચન કરેલું છે. જરથોસ્તી ધર્મ મુજબ એના સાત વિભાગ પાડ્યા છે.

હવે પ્રશ્ન થાય છે કે ભુવનો શું છે? અને ક્યાં આવ્યાં છે? આપણા સ્થૂળ ભુવન ઉપર પદાર્થની ત્રણ સ્થિતિ આપણે જાણીએ છીએ જેવી કે નક્કર, પ્રવાહી અને વાયુમય. હવે એ દરેક સ્થિતિને એકમાંથી બીજામાં દબાણ અને ઉષ્ણતામાં ફેરફાર કરવાથી બદલી શકાય છે. ખરી રીતે જોતાં દરેક પદાર્થની સાત મુખ્ય સ્થિતિઓ હોય છે; અને એમાં પાછા સાત પેટા વિભાગ હોય છે. હવે એમાંથી સૌથી સ્થૂળ વિભાગના છેલ્લા ત્રણ વિભાગને આપણે નક્કર, પ્રવાહી અને વાયુ તરીકે ઓળખ્યા. અમુક વસ્તુને આપણે આપણે સ્થૂળ ઇંદ્રિયોથી અનુભવી ન શકીએ એટલે એની હસ્તી જ નથી એવું ના કહેવાય. હવે દરેક પદાર્થની અમુક સ્થિતિના અણુઓ વચ્ચે ઘણી જગ્યા હોય છે એટલે આ બધા તત્ત્વોને માટે જુદી જુદી જગ્યા નથી જોઇતી પણ એ બધાં એક જ જગ્યા રોકીને એકમેકમાં ભળેલાં હોય છે. એટલે આ ભુવનો એકબીજા ઉપર અમુક જગ્યાએ હોય છે એવું નથી, પણ એકમેકની અંદરોઅંદર જ હોય છે. જુદી જગ્યા જેવું કાંઇ નથી. થિયોસોફીના શિક્ષણ મુજબ સાત ભુવનો નીચે મુજબ છે.

(૧) મહાપરાનિર્વાણિક ભુવન (ઇશ્વરી દુનિયા.)
(૨) પરાનિર્વાણિક ભુવન. (અનુપાદક ભુવન.)
(૩) નિર્વાણિક ભુવન. (આત્મિક ભુવન.)
(૪) બૌદ્ધિક ભુવન. (અંતર્જ્ઞાનની દુનિયા)
(૫) માનસિક ભુવન. (અહીં 'સ્વર્ગ' નો સમાવેશ થાય છે.)
(૬) કામભુવન.
(૭) સ્થૂળ ભુવન.

આગળ જણાવેલાં સાત શરીરો દરેક જુદા જુદા ભુવનો ઉપર ઉપયોગી હોય છે. એ ભુવનનાં તત્ત્વો અને એ શરીરની બનાવટનાં તત્ત્વો સરખાં હોય છે. વળી દરેક ભુવનના પેટાવિભાગો પણ હોય છે. પરંતુ અહીં ફક્ત 'કામભુવન' યા 'કામલોક' કે શોધખોળ પ્રયોગો દ્વારા સ્વર્ગસ્થ પંડિતજીએ કરી હતી, તે વિષે જ ચર્ચા કરીશું.

પહેલાં 'કામભુવન' ની વસ્તીનો વિચાર કરીએ. 'કામભુવન' ઉપર ફક્ત મરણ પામ્યા પછીના જ જીવો હોય છે એમ નથી. તેઓ ઉપરાંત આ લોકની વ્યવસ્થા માટે દૈવી કારભારીઓ અથવા દેવતાઓ, માનસિક જીવન ઉપરથી નીચે આવેલા મહાત્માઓ, માંત્રિકોએ ઉત્પન્ન કરેલાં રૂપો, જીવિત સિદ્ધ આત્માઓ કે જેઓ પોતાના સૂક્ષ્મ શરીરથી મરજી પ્રમાણે હરીફરી શકે છે તેઓ, નિદ્રાધીન સ્થિતિમાં જીવતા મનુષ્યો આ લોકમાં આવે છે તેઓ, અમુક પ્રાણીઓ કે જેઓ મરણ પછી આ લોક ઉપર આવે છે જેવાં કે જીન, પરી, વનદેવતા વિગેરે વિગેરે.

'કામભુવન'ના સાત પેટા વિભાગો છે. એમાંના બે પૃથ્વિની સપાટીની નીચે આવેલા છે, અને તે ઘણાજ ભયંકર અને અંધકારમય હોય છે. આ વિભાગોમાં દુષ્ટમાં દુષ્ટ મનુષ્યો જ મરણ પછી આવે છે. સાધારણ માણસો મરણ પછી આ વિભાગોમાં

આવતા નથી. ત્રીજો વિભાગ છે તે સ્થૂળ જીવનના જેવો જ લગભગ હોય છે. તફાવત એટલો જ હોય છે કે ત્યાં સ્થૂળ જીવનની જરૂરિયાતો હોતી નથી. સાધારણ રીતે આ વિભાગ ઉપર ઘણા મનુષ્યો મરણ પછી થોડો યા વધારે વખત રહે છે. અહીં રહેવાના વખતનો આધાર એમની વાસનાઓ ઉપર આધાર રાખે છે. અહીં, ખરાબ વાસનાઓનું શુધ્ધિકરણ થોડી યાતનાઓ વેઠયા પછી થાય છે કે જેથી જીવાત્મા એનાથી ઉપરના વિભાગ માટે લાયકાત મેળવે અને સુખશાંતિ મેળવી શકે. ચોથા પેટાવિભાગમાં પ્રેતાત્માની હાલત સુખમય હોય છે; પણ તે સુખના પ્રકાર વિભિન્ન હોય છે. પાંચમા પેટાવિભાગમાં ખાસ કરીને બુદ્ધિશાળી જીવાત્માઓ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. છઠ્ઠા પેટા વિભાગમાં ધાર્મિકવૃત્તિના ભક્તો વધારે પ્રમાણમાં હોય છે. સાતમા પેટા વિભાગમાં જે જીવાત્મા કે જેમણે સ્થૂળ જિંદગી દરમ્યાન બીજા મનુષ્યો ઉપર સારી રીતે સત્તા ભોગવી હોય છે એવા અનાત્મવાદીઓ હોય છે. એટલું યાદ રાખવું જોઇએ કે 'કામભુવન'ના ઉપલા પેટાવિભાગો ઉપર જીવાત્માઓ એકમેક પ્રત્યે સહાનુભૂતિના નિયમ પ્રમાણે ખેંચાઈ જાય છે. પૃથ્વી ઉપર જેમ કર્મના આધારે જીવાત્માઓ એકમેકના સંબંધમાં આવે છે એવું ત્યાં નથી હોતું. બીજી વસ્તુ યાદ રાખવાની કે જીવાત્મા ઉપલા પેટાવિભાગ ઉપરથી નીચલા પેટાવિભાગ ઉપર આવી શકે છે, પણ નીચલા પેટાવિભાગનો રહેવાશી જીવાત્મા ઉપલા પેટા વિભાગને જોઈ શકતો કે જઈ શકતો નથી આ પેટાવિભાગો ઉપલા અને નીચલા લખ્યા છે; પણ એ ખરેખર એકમેકની ઉપર આવ્યા છે, એમ માનવું ભૂલભરેલું છે. આ પેટા-વિભાગો પહેલાં જણાવ્યું તેમ એકમેક સાથે ભળેલા હોય છે, પણ એમની સૂક્ષ્મતામાં ફેર હોય છે. એટલે જીવાત્માની વાસના જેટલી સૂક્ષ્મ થતી જાય છે તે પ્રમાણે એ વધારે સૂક્ષ્મ પેટા-ભુવન એટલે ઉપલા પેટાભુવનની સ્થિતિને પામે છે.

'કામભુવન' ઉપર જીવાત્મા રહેવાના સમયનો આધાર એનામાં દુર્ગુણો કેવા અને કેટલા પ્રમાણમાં છે અને એની માનસિક હાલત કેવી છે તે ઉપર આધાર રાખે છે. જીવાત્મા પોતાની બધી શક્તિઓ ધીમેધીમે પોતાની અંદર ખેંચતો જાય છે અને જેમ જેમ વાસનાઓથી મુક્ત થતો જાય છે, તેમ તેમ એ 'કામભુવન'ના એક પછી એક પેટા વિભાગો વટાવતો જાય છે. દુષ્ટ અને સ્વાર્થી મનોવિકારો અને ઇચ્છાઓ જેમ જેમ ઓછી થતી જાય છે તેમ તેમ એ આગળ પ્રગતિ કરતો જાય છે, અને છેવટે એ જીવાત્મા કામશરીરને પાછળ છોડીને માનસિક ભુવન ઉપર જાગૃત થાય છે. જેમ સ્થૂળ શરીર છોડીએ છીએ ત્યારે આપણે એને "મૃત્યુ" કહીએ છીએ તેમ આ જીવાત્માનું બીજું 'મૃત્યુ" કહી શકાય. જીવાત્મા જેટલું ઉચ્ચ કોટિનું જીવન જીવ્યો હોય તેટલું એને 'કામભુવન' ઉપર થોડું થોભવું પડે છે. સાધારણ રીતે પાંચથી પચાસ વર્ષ આ જિંદગીનાં કહી શકાય.

'કામભુવન' ઉપર સાધારણ માનવી કે જેનામાં ખાસ દુર્ગુણો નથી એ સુખી હોય છે. 'કામભુવન' ઉપર એને જીવનની જરૂરિયાતો જેવી કે: ખાવું, પીવું, આશ્રિતોનો નિર્વાહ કરવો વગેરે જવાબદારીઓ હોતી જ નથી. એટલે સ્થૂળ જીંદગીમાં જે જવાબદારીઓ ચિંતા ઉત્પન્ન કરે છે તે ત્યાં હોતી જ નથી, એટલે સાધારણ રીતે જીવાત્મા સુખી હોય છે. આ લોકમાં એ મરજી પ્રમાણે ફરી હરી શકે છે, અને ઘણું નવું શીખી શકે છે; કારણ કે સ્થૂળ જીવનમાં જે મર્યાદાઓ જેવી કે આર્થિક સ્થિતિ, એક જગ્યાથી બીજી જગ્યાનું છેટું (અંતર) વિગેરે હોય છે, તે ત્યાં નડતી જ નથી. એટલે જીવાત્મા ગમે તેટલે છેટે અને ગમે તે જગ્યાએ જ્યાં એને મઝા પડે ત્યાં મરજી પ્રમાણે જઈ શકે છે, અને જે તે જાણી શકે છે. બીજું, સૂક્ષ્મ શરીરને થાક લાગતો નથી એટલે

એ મર્યાદા પણ ત્યાં ઓછી. ઘણા જીવાત્માઓ એવા પણ હોય છે કે જે માનસિક ભુવનમાં યાને સ્વર્ગમાં જવાને લાયક થયા હોય છે; છતાં 'કામભુવન' છોડતા નથી; કારણ કે 'કામભુવન'ના ઉપલા પેટા વિભાગોની હાલત ઘણી સુખમય હોય છે અને ત્યાં પ્રવૃત્તિ મરજી મુજબ થઈ શકે છે. ન જવાના ઘણાં કારણો હોય છે, જેવાં કે જીવાત્માને પ્રવૃત્તિમય જીવન પ્રિય હોય છે, યા તો જીવાત્મા પોતાના કોઈ વહાલા મનુષ્યના મરણ પછી આગમનની રાહ જુએ જાય છે. કહેવાનો આશય એ છે કે ઘણા મનુષ્યો અજ્ઞાનતાથી એમ માને છે કે 'કામભુવન' કામશરીરમાં રહેલ જીવાત્મા હંમેશાં દુઃખી હોય છે, પણ ત્યાં એવું નથી. સાધારણ રીતે તો એ સુખી જ હોય છે.

હવે પ્રશ્ન એ થાય છે કે સૂક્ષ્મ શરીરધારી શા માટે દેખાતો નથી, અને 'કામભુવન' પણ શા માટે દેખાતું નથી. 'કામ' શરીર અને ભુવન, સ્થૂળ ઇંદ્રિયોથી જોઇ શકાતું નથી; કારણ કે આ ઇન્દ્રિયો અમુક જાતનાં જ આંદોલનોને ગ્રહણ કરી શકે છે. જ્યારે 'કામ' શરીર અને ભુવનનાં આંદોલનો એટલા બધાં સૂક્ષ્મ હોય છે કે જેને સ્થૂળ ઇન્દ્રિય ગ્રહણ કરી શકતી નથી; આ સ્થિતિ આપણી ઇન્દ્રિયોની મર્યાદાને લીધે છે. આંદોલનોને ગ્રહણ કરવા માટે લાયકાત કેળવવાની જરૂર હોય છે. જો મહેનત કરવામાં આવે તો એ લાયકાત કેળવીને મેળવી શકાય છે. સાધારણ માનવીને કોઈક વખત સૂક્ષ્મ શરીરધારી દેખાઈ જાય છે કે જેને 'ભૂત' જોયું કહે છે. અહીં જે જોવામાં આવે છે તે Materialised થયેલ સૂક્ષ્મ શરીર હોય છે, એટલે એ ઝાંખું દેખાય છે. સામાન્ય રીતે, જોનાર મનુષ્યના શરીરમાંથી Material (પદાર્થ) લઇને 'ભૂત' દેખાઈ શકે છે. અથવા જો જીવાત્મા તરકીબ જાણતો હોય તો પોતાની આજુબાજુથી Material ખેંચીને દેખા દઈ શકે છે. જે મનુષ્યો

Medium (વાહક) હોય છે એમને વારંવાર 'ભૂત' દેખાઈ શકે છે. જ્યાં "ભૂત" નો ઉપદ્રવ થાય છે ત્યાં ઘણો ભાગ તપાસ કરતાં માલૂમ પડશે કે કોઈ Medium (વાહક) હોય છે જ કે જેની શક્તિનો ઉપયોગ કરી "ભૂત" ઉપદ્રવ પેદા કરે છે. સામાન્ય રીતે "ભૂત" જેને કહેવામાં આવે છે એ પણ સૂક્ષ્મ શરીરધારી 'કામલોકનો' રહેવાસી જ હોય છે.

હવે 'કામલોક'ના ખાસ કરીને નીચલા પેટા વિભાગો કે જ્યાં યાતનાઓ સહન કરવી પડે છે તેમાંથી જીવાત્માઓને મુક્તિ કેવી રીતે મળી શકે તેનો વિચાર કરીએ. "કામભુવન" માં રહેવા માટે 'કામશરીર' ની જરૂર પડે છે. એ તો આપણે સમજ્યા. જો આ 'કામશરીર'નો નાશ કરવામાં આવે તો જીવાત્મા એમાંથી છૂટીને સ્વર્ગમાં ચાલ્યો જાય. હવે જીવાત્મા 'કામલોક'માં પણ સુખ ભોગવી શકે છે; પણ તે માટે એને ઉપરના પેટા વિભાગોમાં રહી શકે એવું શુદ્ધ સૂક્ષ્મ શરીર હોવું જોઇએ. સૂક્ષ્મ શરીર ઉપર ખરાબ ખાસિયતોનાં પડ બાઝી ગયાં હોય છે, એની શુદ્ધિની ખાસ જરૂર હોય છે. એ માટે જીવિત સગાંસંબંધીઓ ધાર્મિક શ્રાદ્ધાદિ ક્રિયાઓ અને બંદગીઓ કરાવે છે. આ ક્રિયાઓથી કામશરીરના ઘટ્ટ ભાગોનો જલદી નાશ થઈ જાય છે. ક્રિયા વગરની ફક્ત બંદગી યા પ્રાર્થના કર્યાથી પણ જીવાત્માઓને મુક્તિ આપી શકાય છે; પણ તે માટે પ્રાર્થનાની પાછળ એકાગ્રચિત્ત અને નિશ્ચય (will power) શક્તિ જોઇએ; કારણ કે એવી પ્રાર્થનાથી એક "વિચાર રૂપ" પેદા થાય છે અને જે જીવાત્મા માટે પ્રાર્થના કરવામાં આવી હોય ત્યાં એ "વિચાર રૂપ" (thought form) જાય છે અને તેને મદદ કરે છે. આ પ્રમાણે પ્રાર્થના ચાલુ થવાથી–રહેવાથી જીવાત્માને ઘણી જલ્દી મુક્તિ આપી શકાય છે. મુક્તિ માટે જીવાત્માના મનની હાલત

પર પણ આધાર રહે છે. જીવાત્મા જો આ બધી વસ્તુઓ સમજતો હોય તો એ પોતાના મન ઉપર કાબુ મેળવી લે છે અને યાતનાઓમાંથી ઝટ મુક્તિ મેળવી લે છે.

હવે પ્રશ્ન એ થાય છે કે આ બધું લખ્યું એ ખરૂં છે એની ખાત્રી શી? મુખ્યત્વે મનુષ્ય મરણ **પછીની સ્થિતિથી** અજ્ઞાત છે; કારણકે સામાન્ય માણસને એની અંગત ખાતરી થતી નથી; પણ આપણા જીવનમાં ઘણી એવી બાબતો આપણે માનીએ છીએ કે જેની અંગત ખાત્રી થઈ હોતી નથી. જેમ પાણીમાં સૂક્ષ્મ જીવાત હોય છે એ સામાન્ય રીતે આપણે જોઈ શકતા નથી. એ જોવા માટે ખાસ પ્રકારના કાચના સાધનની જરૂર પડે છે. તે પ્રમાણેજ સૂક્ષ્મ **શરીરધારીઓને** જોવા માટે સૂક્ષ્મ દૃષ્ટિ અને સૂક્ષ્મ શ્રવણ શક્તિની જરૂર હોય છે. એ મેળવવા માટે મહેનત કરીને લાયકાત કેળવવી પડે છે; પણ એ દરેક માટે શક્ય નથી; પરંતુ જેમ આપણે ઘણી વસ્તુઓ **બીજાઓએ** સાબિત કરી છે એ આધારે માન્ય રાખીએ છીએ; તેજ પ્રમાણે 'કામલોક'નું પણ નિરીક્ષણ વિશ્વ-દૃષ્ટિવાળાઓએ (clairvoyance) કર્યું છે અને એવા મહાત્માઓએ જે કહ્યું છે તે ન માનવાનું કોઈ કારણ નથી અને આવા નિઃસ્વાર્થી મહાત્માઓને જૂઠું બોલવાનું પણ કોઈ કારણ નથી. તે છતાં હવે તો અમુક સાધનો સહેલાઈથી મળી શકે છે કે જેની **સહાયથી** પર-લોકગત જીવાત્માઓ સાથે વાતચીત કરી શકાય છે. વળી જો કોઈ શક્તિશાળી મીડીયમ હોય તો તેની **સહાયથી** જીવાત્મા Materialise (સ્થૂળ) થઈ શકે છે અને સામાન્ય મનુષ્ય તેને જોઈ પણ શકે છે; પણ એવા મીડીયમો ભારતમાં કોઇ નથી. ગુપ્ત હોય તો ખબર નથી; છતાં વાતચીત તો નિઃશંક થઇ શકે છે. વાતચીત કરવા માટે મુખ્યત્વે ત્રણ પાયાનું ગોળ ટેબલ, પ્લાન્ચેટ અને સ્વયં-લેખનનો ઉપયોગ હાલમાં થાય છે. આ રીતે વાતચીત મુંબઈમાં

એના જોર પ્રમાણે યાતનાઓ સહન કરાવે છે; પણ એ યાતનાઓ કર્મના ફળ રૂપે છે એમ સમજવું ભૂલભરેલું છે. 'કામભુવન' ના ઊંચા તબક્કાઓ ઉપર જીવન જીવવા માટે જીવાત્માએ અનુકૂળ સ્થિતિ પ્રાપ્ત કરવી પડે છે અને એ સુખમય જીવન માટે જે માનસ ઘડાવું જોઇએ તેના ઘડતર માટે જે ખરાબ આદતો અને વાસનાઓ સૂક્ષ્મશરીરમાં એક ઘટ્ટ રૂપમાં સંચિત થઇ ગઈ હોય છે તેને જીવાત્માએ છોડી દેવી પડે છે અને એ ક્રિયા 'યાતના' રૂપે દેખાય છે. જ્યારે જીવાત્મા એ વાસનાઓને દાબી દે છે અથવા કડવા અનુભવે નિરર્થક સમજે છે અને તેને તજી દે છે કે તરત એ જીવાત્મા યાતનામય જીવનમાંથી મુક્તિ મેળવે છે. માટે સામાન્ય માનવીએ એટલી જ કાળજી લેવાની જરૂર છે કે એમની જીવનની આદતો અને ઇચ્છાઓ એકદમ જોરદાર ન હોવી જોઇએ અને એ એક જાતના પ્રબળ વ્યસનમાં પરિણમવી ન જોઇએ. ટૂંકામાં, એ ઇચ્છાઓ 'વાસના' ન થવી જોઇએ. જો એમ થાય તો જ મરણ પછી એ વાસનાને ખંખેરી નાંખવા માટે અમુક દુઃખદાયક સ્થિતિઓમાંથી પસાર થવું પડે છે; જેથી શુદ્ધિ (Purification) થઈ જાય. દરેક મનુષ્યે મરણ પછી 'કામભુવન' ઉપર વસવાટ કરવો જ પડે છે; કારણ કે દરેકને કાંઈ ને કાંઈ ઓછાવત્તા પ્રમાણમાં 'વાસના' તો હોય છે જ. બીજો જન્મ ના લેવો પડે એને માટે મનુષ્ય એકદમ કઠણ તપશ્ચર્યાવાળું જીવન જીવે એ જુદી વાત છે. પણ બીજો જન્મ ટાળવો એ યોગ્ય છે ? —એ એક સવાલ છે; કારણ કે માનવ જાતની પ્રગતિ માટે જે શુભકર્મો સ્થૂળ જીંદગીમાં થઇ શકે છે તે બીજાં ભુવનો ઉપર એટલી સારી રીતે થઈ શકતાં નથી અને એ જ કારણસર ઘણા જીવનમુક્ત આત્માઓ પોતાની મરજીથી બીજો જન્મ લે છે. ટૂંકમાં મરણ પછીની હાલતની ચિંતામાં માનવીએ વધારે પડતું સખત જીવન જીવવાની જરૂર નથી. સીધું સાદું, અને સ્વાભાવિક જીવન જીવવાથી મરણ પછીની હાલતની

ચિંતા રહેતી નથી એ હકીકત છે; અને ઉપર જણાવ્યું તેમ મરણ પછીથી જીવાત્માનો ઘણો ભાગ સુખમય હોય છે જ.

સ્વર્ગસ્થ પંડિતજીનો અંગત પરિચય મને થયો નથી એ એક કમનસીબી કહી શકાય છતાં એમના પ્રયોગો વાંચતાં લાગે છે કે એમને દિવ્યદૃષ્ટિ અને શ્રવણશક્તિ (Clairvoyance & Clairaudience) પ્રાપ્ત થઈ હોવી જોઇએ. આ શક્તિ મનુષ્ય જેમ જેમ વધારે આધ્યાત્મિક પ્રગતિ કરતો જાય છે તેમ તેમ કુદરતી પ્રાપ્ત થતી જાય છે. મારા માનવા પ્રમાણે આ શક્તિ એમણે શુદ્ધ સાત્વિક જીવન જીવીને અને પ્રપંચરહિત પ્રામાણિક જીવન–વ્યવહાર રાખીને પ્રાપ્ત કરી હોવી જોઇએ. જો કે આ શક્તિ યૌગિક ક્રિયાઓ દ્વારા પણ પ્રાપ્ત થઈ શકે છે. એમનો અંગત પરિચય મને નહિ હોવાથી કઈ પદ્ધતિથી આ શક્તિ એમને પ્રાપ્ત થયેલ છે તે હું કહી શકું તેમ નથી.

---

# મરણ પછીની જીવની ગતિ વિષે વિચાર



લેખક :—શ્રી. હરિકૃષ્ણ જી. ઉપાધ્યાય, સિદ્ધપુર

વૈદિક વાઙ્મયમાં જીવને ચોર્યાશી લાખ યોનિઓમાં ભટકવું પડે છે એમ કહેલું છે. આ યોનિઓ કઈ અને તેનું વર્ગીકરણ કેવું છે તે વિષે પ્રથમ આપણે વિચારીશું.

મનુષ્યયોનિ મળતાં પૂર્વે જીવભાવની ઉત્પત્તિ થતાં જીવાત્માને ગુણ અને પ્રકૃતિના સ્પન્દનથી ઉત્તરોત્તર ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, અંડજ અને જરાયુજની યોનિઓમાંથી પસાર થવું પડે છે. ઉદ્‌ભિજ્જ અથવા સ્થાવર યોનિની સંખ્યા વીસ લાખની છે. અંગ્રેજીમાં એને Vegitable Kingdom કહે છે. ઉદ્‌ભિજ્જયોનિ પછી જીવ સ્વેદજયોનિ કે જેને અંગ્રેમાં Germ Kingdom કહેવામાં આવે છે તેમાં પ્રવેશ કરે છે. આ યોનિની સંખ્યા અગિયાર લાખની કહેવામાં આવે છે. સ્વેદજયોનિમાંથી પ્રગતિ કરી જીવ અંડજયોનિ જેને અંગ્રેજીમાં Eggworm Kingdom કહે છે. તેમાં પ્રવેશે છે; આ યોનિની સંખ્યા ઓગણીસ લાખની છે. આમાં નવ લાખ જળચર અને દશ લાખ સ્થળચર અથવા ખેચર હોય છે. અંડજ પછીની જરાયુજ Shekworm Kingdom યોનિની સંખ્યા ચોત્રીસ લાખની છે. તેમાં ક્રમોન્નત ઉત્પત્તિ થયા બાદ જીવ મનુષ્યયોનિને પ્રાપ્ત કરે છે.

આ ચારે જાતની યોનિઓ ભોગયોનિ કહેવાય છે અને જીવ મહાપ્રાકૃતિક સ્પન્દનના કારણે ક્રમોન્નત થાય છે; પરંતુ મનુષ્ય-યોનિ પ્રાપ્ત કર્યા પછી જીવમાં બુદ્ધિ અને અહંકારનો વિકાસ થવાથી તેનામાં સારાસારનો વિચાર કરવાની જે શક્તિ હોય છે તેનાથી તે પોતાના વિકાસ કે અવરોધના કારણ રૂપ કર્મબંધન ઉત્પન્ન કરી ઊંચ કે નીચ કોટિની ગતિને પ્રાપ્ત કરે છે. મનુષ્યત્વ પહેલાંની તમામ યોનિઓમાં તો જીવનો માત્ર ક્રમોન્નત વિકાસ જ સૂચવાયેલો છે; કારણ કે તેનામાં બુદ્ધિ અને અહંકારનું તત્ત્વ વિકાસ નહિ પામેલું હોવાથી તે મહાપ્રકૃતિના અસ્ખલિત અને ઉન્નત પ્રવાહને જ આધીન રહે છે. આ ઉપરથી જીવાત્માની મૃત્યુ પછીની અને જન્મ પહેલાંની ગતિનો વાંચકોને સહેજે ખ્યાલ આવી શકશે.

આ શાસ્ત્રોક્ત વિવેચન ઉપરથી પરલોક અને તેમાં થતી જીવની ગતિ વિષે આપણે સમજી શકીશું કે મૃત્યુલોક સિવાયના બીજા ઘણા લોક છે અને તેમાં સારાં કે નરસાં કર્મ પ્રમાણે ઉચ્ચ કે નીચ લોકમાં જીવાત્માની ગતિ થાય છે.

સાધારણ રીતે દરેક પ્રાણીની ઉત્પત્તિનો ક્રમ આપણે જાણીએ છીએ; તેમ છતાં એકજ રીતથી ઉત્પન્ન થતાં પ્રાણીઓના જીવન પ્રસંગો, રૂપ, રંગ અને વિકાસ એકસરખાં જોવામાં આવતાં નથી. આ ભિન્નતા પાછળનાં કારણોનો વિચાર કરવામાં આવે તો સ્પષ્ટ જણાશે કે તે ભિન્નતા સંસ્કારજનિત અમુક અગોચર અકાટ્ય નિયમને આભારી છે. આ નિયમ તે ગુણ અને પ્રકૃતિજન્ય કર્મનો નિયમ હોય છે. મનુષ્યનો જન્મતાં જ તેનાં સંચિત કર્મો અને પ્રારબ્ધ કર્મોને અનુલક્ષીને વિકાસ થાય છે. આ ઉપરથી એમ સ્પષ્ટ થઈ જાય છે કે જન્મ પહેલાં જીવનું અસ્તિત્વ હતું અને તે પ્રકૃતિજન્ય ગુણ–દોષ સાથે શેષ કર્મો ભોગવવા માટે ફરી જન્મે છે.

હવે જન્મ કોણ પામે છે તે જાણવાની ખાસ જરૂર છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં જોઈશું તો ક્યાંય પણ નહિ દેખાય કે જીવ મરે છે કે જન્મે છે. ગીતામાં જીવને માટે તો અવ્યય, અવિનાશી, અજન્મા, નિત્ય સનાતન અને પુરાણ વગેરે વિશેષણો શ્રીકૃષ્ણચંદ્રે વાપર્યાં છે.

વૈદિક વાઙ્મય વાગોળવાથી સમજાય છે કે જીવ તો શિવનો સનાતન અંશ છે. તે જન્મતો નથી તેમ મરતો પણ નથી તથા કર્મ કરતો નથી; એટલે તેનાં ફળ સુખ–દુઃખ ભોગવવા અનેક યોનિઓમાં તે ભ્રમણ પણ કરતો નથી. શુદ્ધ સ્વરૂપે તેનું નામ **આત્મા** છે અને આત્મા તો સર્વવ્યાપક હોઈ ક્યાં આવે કે જાય?

આવો શુદ્ધ આત્મા ઈશ્વરની માયાને લીધે, અંતઃકરણમાં પોતાનું પ્રતિબિંબ જોતાં પોતાને અંતઃકરણ રૂપ માની લે છે અને સુખદુઃખના ભોગ જે અંતઃકરણના ધર્મ છે, તેને પોતાના માની લઈ પોતે સુખી દુઃખી થાય છે; આથી તે **જીવ** કહેવાય છે. કર્મનો કર્તા આત્મા નથી; પણ અંતઃકરણ જ આત્માની ચેતન સત્તાથી ચેતનવંતું બની સ્થૂળ–સૂક્ષ્મશરીર દ્વારા બધાં કર્મ સંપાદન કરે છે. પરમાત્માનો જ શુદ્ધ સનાતન અંશ આત્મા દેહમાં આસક્તિ થવાથી અવિદ્યાને લીધે પોતાને દેહરૂપ માની લે છે. એટલે કે તેને દૃઢ દેહાધ્યાસ થઈ જાય છે અને જીવભાવને પામી સંસાર નાટકનું એક પાત્ર બની જાય છે.

જીવભાવને પામેલ આત્મા જન્મ પહેલાં કે મરણ પછી પણ હયાત હોય છે. મરણ એટલે તો મહાનિદ્રા. આખો દિવસ રમી–કૂદીને આપણે સૂઈએ છીએ. આ નિત્યની નિદ્રા એટલે લઘુ મરણ! સંપૂર્ણ જીવનના ધમપછાડા પછી દરેક જીવ નિદ્રાદેવીની ગોદમાં શયન કરે છે. ટૂંકામાં મૃત્યુ એટલે 'વસ્ત્ર બદલવું તે.'

પ્રત્યેક જીવ માટે આ પરિવર્તન સ્વાભાવિક અને મંગલમય છે. ગત જન્મોનાં અનેક કર્મોને વશ બનીને જીવ ભોગાયતન દેહ ધારણ કરે છે અને પ્રારબ્ધ કર્મો ભોગવી, દેહ તજી એ પરલોકમાં પહોંચે છે. ત્યાં એ કર્માનુસાર નિશ્ચિત સમય સુધી રહીને પછીથી વિવિધ કર્મોથી જુદી જુદી યોનિઓમાં સ્વસંસ્કાર અને વાસનાનુસાર જન્મ પામે છે. આમ જીવાત્મના આવાગમનનું ચક્ર ચાલુ રહે છે. જો જીવાત્મા જ્ઞાનાગ્નિ દ્વારા પાપપુણ્યાદિ કર્મોની વાસનાને દગ્ધ કરી, તેના સંબંધોથી છૂટે છે તો જ તે મુક્તિનો અધિકારી બને છે.

મરણ પછી જીવની સ્વર્ગ, નરક, મનુષ્ય અને તિર્યંક (પશુ–પક્ષી) એવી ચાર ગતિ છે. પોતાનાં કરેલાં કર્માનુસાર જીવ ગમે તે એક ગતિમાં જાય છે. દૈવી સંપત્તિવાળા જીવાત્માઓ દેવગતિને પામે છે. આ દેવગતિના પણ ઘણા વિભાગો છે. આસુરી સંપત્તિવાળા અસુરગતિને પામે છે. દેવલોક અને અસુરલોકના સાત ઊર્ધ્વલોક અને ૭ અધોલોક, વચ્ચેનો મૃત્યુલોક—એમ મળી કુલ ચૌદ લોકનું એક બ્રહ્માંડ થાય છે. આવાં અસંખ્ય બ્રહ્માંડ અવકાશમાં વિદ્યમાન છે.

ત્રિગુણાત્મક પ્રકૃતિના કારણ જીવસૃષ્ટિ પણ સત્વગુણી, રજોગુણી અને તમોગુણી હોય છે. સત્વગુણી જીવાત્મા સંપૂર્ણ સુખમય દશાને પ્રાપ્ત થાય છે અને રજોગુણી તથા તમોગુણી પ્રેતદશામાં જાય છે. જુદી જુદી વાસનાઓમાં ફસાયેલો જીવ પ્રેત-સ્વરૂપે એટલે કે સૂક્ષ્મ શરીર દ્વારા ઊર્ધ્વલોકની છેલ્લી કક્ષાથી મૃત્યુલોક સુધીના અંતરમાં ભટકતો રહે છે, જેને આપણે ભૂતયોનિ કે પ્રેતયોનિ કહીએ છીએ.

આજે તો પરલોકવિદ્યા દ્વારા પરલોકગત જીવાત્માઓ સાથે વાતચીત થઈ શકે છે. મરણ પછી જીવન છે એ હકીકત છે. પૂ. પંડિત શ્રી. મોક્ષાકરજીનો અનુભવ– આત્મા અમર છે, ઈશ્વરનું અસ્તિત્ત્વ છે, પૂર્વજન્મ છે, પુનર્જન્મ છે, પરલોક છે, પ્રેતસૃષ્ટિ છે, જીવાત્માઓનાં જન્મ–મરણ કર્મને આધીન છે, કર્મના નિયમો અવિચલ અને અકાટ્ય છે, કર્મફળ ભોગવ્યા વિના જીવાત્માઓનો છૂટકારો નથી– અક્ષરશઃ સત્ય છે. પરલોકવિદ્યાથી આજે એટલો ફાયદો થયો છે કે સગાંવહાલાંઓને મૃતવ્યક્તિનો કાયમનો વિયોગ જણાતો નથી. "પરલોકગત જીવાત્માઓ"ના ભાગોનું પ્રકાશન જિજ્ઞાસુ જનોને ઘણો લાભ આપશે એવું માનવું છે. इत्यलम् ।



# ઉપોદ્‌ઘાત

સુ. સાક્ષરશ્રી ચુનીલાલ વર્ધમાન શાહે 'જિગર અને અમી' નામનું પુસ્તક બહાર પાડેલું છે, એટલે ઘણા લોકો આજે 'જિગર'ને જાણે છે; કારણ કે તે અમદાવાદમાં પંડિત મોક્ષાકર વિશ્વબંધુ તરીકે પાલડી પાસે ભગવાનનગર સોસાયટીમાં હયાત હતા. એમનો દેહવિલય તા. ૯–૯–૧૯૫૮ના રોજ થઈ ગયો છે.

પંડિત મોક્ષાકર ઉર્ફે વિશ્વંભરે પોતાની સમગ્ર જીવનનોંધ લખેલી છે. એક નોટનાં ચારસો પચાસ પાનાંથી વધારે એવી દસ નોટો ભરીને તેમણે આપવીતી તદ્દન નગ્નરૂપે રજુ કરી છે. કેટલાક પ્રસંગો તો લોકોના માનવામાં પણ ન આવે એવા આલેખાયા છે, પણ જે લખ્યું છે તે સત્ય છે એમ તેમના સત્સંગથી સમજાય છે. પ્રત્યક્ષ દર્શાવી શકાય એવી આ બાબત નથી. માનવું યા ન માનવું તે હરેકની ઇચ્છા પર અવલંબે છે. સંસારના ઘણા વિષયો વિષે વિચારકોમાં મતભેદો ક્યાં નથી હોતા? આમાંની ઘણી ઘટનાઓનો ઉલ્લેખ 'જિગરે' પોતે જ કર્યો છે અને અમે પણ પ્રેતાત્મવિદ્યાની સત્યતા અનુભવીને જ જગત આગળ મુકવા પ્રેરણા પામ્યા છીએ. કોઇના ન માનવાથી અમારો સત્ય અનુભવ કાંઈ તથ્યહીન બનવાનો નથી. આ રીતે, આ પુસ્તક પ્રકટ થવાથી 'જિગર'ની અભિલાષા પૂર્ણ થઈ એથી અમો સંતોષ સાથે આનંદ અનુભવીએ છીએ.

આ પુસ્તકમાંના પ્રકાશિત પ્રસંગો વિશ્વંભરનાથના કહેવાથી જ આ રીતે જગજાહેર કરવા હું તત્પર બન્યો છું. તેમાં રહેલો ભાવ,

તેમનું સંયમી જીવન, તેમની નિખાલસતા તથા પ્રામાણિકતાનો લોકો દાખલો લે અને પોતાનો મનુષ્યદેહ સત્કર્મોનાં ભાતાંથી સાર્થક કરે એ જ હેતુ આ પુસ્તકના પ્રકાશન પાછળનો છે.

મરણ પછી જીવન છે, અને વાતચિત શક્ય છે, એ જિગરનું સ્વાનુભવપૂર્ણ કથન છે, માટે મનુષ્યોએ જીવિત અવસ્થામાં એવી ભાવનાઓ ન સેવવી જોઈએ, બંધનકારક કર્મો ન કરવાં જોઈએ, કે જેથી મરણોત્તર જીવન દુઃખદાયી નીવડે. કુદરતના કાયદાઓ અફર છે, પાપકર્મોનું ફળ દુઃખ અને સત્કર્મોનું પરિણામ સુખ હોય છે. ફળ પ્રાપ્ત કરવામાં માણસ પરતંત્ર છે. માણસ ધારે કાંઈ અને થાય કાંઈ—એવું જગતમાં બને છે. આજ નહિ કાલે, કાલ નહિ તો બીજે, ત્રીજે કે ગમે તે જન્મે જગન્નિયંતા શ્રીહરિના કર્મફળના નિયામકો જીવને સુખદુઃખાદિ પ્રસંગો આપે છે જ. આ પ્રકારની સુવ્યવસ્થા હોવાથી જ જગતનું તંત્ર ચાલી રહ્યું છે. કરેલ કર્મોનો હિસાબ, જ્ઞાની કે અજ્ઞાની દરેકને આપવો પડે છે. જ્ઞાની હસતાં ભોગવે છે ત્યારે અજ્ઞાની 'હાયહાય'ના પોકારો પાડી દુઃખ સહી છુટકારો પામે છે.

'જિગર'નું જીવન ખરેખર અદ્‌ભુત સાહસોથી અને દૈવી સહાયથી ભરપૂર છે. લોકો આ વાંચે અને નિર્મળ પ્રેમનો મહિમા સમજી શ્રીહરિ સાથે સાચો સ્નેહ સાંધતાં શીખે તો આ લેખનશ્રમ સાર્થક થશે તથા 'જિગર'નો ય અંતરાત્મા પ્રસન્નતા અનુભવશે. જીવ એકલો આવ્યો છે અને એકલો જ જનાર છે. મનુષ્યપ્રેમ, વસ્તુપ્રેમ, દ્રવ્ય–પ્રેમ, પુત્ર–મિત્ર વગેરેનો પ્રેમ જન્મમરણના ચક્કરમાં પાડનારો હોવાથી જીવાત્માએ પરમકૃપાળુ પ્રભુ સાથે સીધો સંબંધ બાંધવો, જેથી સાચું શ્રેય થાય–'જિગર'નો લોકોને આવો સંદેશો છે.

આ પુસ્તકમાંની વિગતો લોકોને અનેક રીતે માર્ગદર્શક નીવડવાની અમોને ખાત્રી હોવાથી, પૂ. પંડિતજીની અનુજ્ઞાથી જ,

તેમનાં લખાણોનું સમારકામ કરી, તેમના તાત્પર્યને જનતા સરળ રીતે સમજી શકે તેમ, બાબતોને યથાસ્થળે યોજી, લોકરુચિને અનુરૂપ બનાવી છે. આશા છે, સુજ્ઞજનો તર્કવિતર્કથી પર બની, નીરક્ષીર-વિવેક દ્વારા આનો લાભ ઉઠાવશે જ.

જોતજોતામાં પ્રથમ ભાગની ૩૦૦૦ પ્રતો ખપી જવાથી અને માંગ વધવાથી, એક અતિ ગુપ્ત સેવાભાવી પરમ સ્નેહીની પ્રેરણાથી આ બીજી આવૃત્તિ પ્રકટ કરી છે. પ્રથમ ભાગનો મરાઠી અનુવાદ "રોહિણી" માસિકમાં (મે, ૬૦ થી સપ્ટેંબર, ૬૦ સુધી—સંપાદક:—શ્રી. વસંત કાણે: ઠે. લક્ષ્મી રોડ, વિશ્રામધામ, કોમનવેલ્થજવળ, પુના ૨ – ફોન ૬૯૫૫૯, શ્રી. મોહનલાલ બંસીલાલ દાયમા (શેંદૂર્ણી જિ. નાસિક) એ કરીને ગયા વર્ષે છપાવ્યો છે તે પણ મહારાષ્ટ્રમાં લોકપ્રિય થયો છે. મરણ પછીના જીવનથી વાકેફ રહેવા ઇચ્છનાર દરેક ધર્મવાળાઓએ આ પુસ્તકના પ્રકટ થયેલા પાંચે ભાગો વાંચવા જરૂરી છે. इति शिवम्।

ઠે. ભારતી કાર્યાલય,
**વડનગર.** (ઉ. ગુ.)

વિનીત—
**વિ. પ્ર. ઉપાધ્યાય**

ટીપ:—પેજ નં. ૮૫ 'સુંદર'વાળો પ્રસંગ 'કલ્યાણી'ની આગળ સમજવો.
પેજ નં. ૯૩ લીટી ચારમાં માસ્ટરજીનું નામ છોટાલાલ જીવણલાલ (વિશ્વબંધુ) સમજવું.

## —: અનુક્રમ :—


લેખક અને પ્રકાશક તરફથી
મરણ પછીના જીવન પર પ્રકાશ
મરણ પછીની જીવની ગતિ વિષે વિચાર
ઉપોદ્‌ઘાત
૧ મારૂં મંતવ્ય ... ... ૧
૨ મહત્વની નોંધ ... ... ૮
૩ સાવધાન ... ... ૧૭
૪ ગૈબીસૃષ્ટિના મારા...અનુભવો ... ... ૨૦
૫ પીર સાહેબની સવારી ... ... ૩૫
૬ એક...પાવનકારી પ્રસંગ ... ... ૩૯
૭ ભૂતોની ઉજાણી ... ... ૪૨
૮ વિલાસ–ગુલ ... ... ૪૪
૯ વસુમતી ... ... ૬૫
૧૦ કલ્યાણી ... ... ૭૮
૧૧ સુંદર ... ... ૮૫
૧૨ મુરબ્બી...શ્રી. વિશ્વવંદ્ય ... ... ૯૩
૧૩ માયાવતી ... ... ૧૦૪
૧૪ પીર સૈયદ લાલન સાહેબ ... ... ૧૧૨
૧૫ કવિ શ્રી. કાન્ત ... ... ૧૧૯
૧૬ સર ઓલિવર લૉજ ... ... ૧૨૭
૧૭ શ્રી. તિલક મહારાજ ... ... ૧૩૮
કેટલાક અભિપ્રાયો

# મારું મંતવ્ય

શેક્સપિયરના હેમ્લેટ નાટકમાં ભૂતનો પ્રસંગ યોજાયો છે. શેક્સપિયર જેવા એક મહાન કવિ, તત્ત્વજ્ઞ અને સમાજસુધારકે પણ પ્રેતાત્મા સંબંધી ઘટના વર્ણવીને સારી રીતે સિદ્ધ કરી બતાવ્યું છે કે અપમૃત્યુથી મરણ બાદ વાસનાવાળા જીવ પ્રેતયોનિમાં આવે છે અને એવાં હલકાં ભૂત-પ્રેતો વેર પણ લે છે. શેક્સપિયર કૃત 'મર્ડર ઓફ સીઝર' નામના નાટકમાંય આ પૈશાચિક હકીકત નોંધાયેલી છે.

વળી ભૂત અને પ્રેતોની માન્યતા તો અનાદિ કાળની છે. મહાભારતના કૌરવ-પાંડવ યુદ્ધ સમયે ભૂત-પ્રેત-પિશાચ, યક્ષ, ચુડેલ, ડાકણ, શાકિની વગેરે શું કરે છે તેનું વર્ણન છે. રામ-રાવણના યુદ્ધ સમયમાં પણ એવું વર્ણન આવે છે. બીજે પણ જ્યાં જ્યાં યુદ્ધ ખેલાય છે ત્યાં ત્યાં આ ભૂત-પ્રેતો પોતાને મનગમતા ખેલ ખેલીને આનંદપૂર્વક ઉજાણી ઉજવે છે. વળી ભગવાન શંકર તો ભૂતનાથ કહેવાય છે. શ્રી પુષ્પદંતવિરચિત શ્રી મહિમ્નઃ સ્તોત્રમાં તો **'સ્મશાનેષ્વાક્રીડા સ્મરહર પિશાચાઃ સહચરાઃ'** કહીને પૈશાચિક સેનાને સ્મશાનવાસી સદાશિવની ખાસ સંબંધવાળી સમજાવી છે. એકાગ્રતાપ્રેમી, જ્ઞાની, વિરાગી સ્મશાનવાસી ભૂતનાથ

ભગવાન ભવાનીપતિને તો હું અત્યંત શ્રદ્ધા–ભક્તિપૂર્વક માનું છું, પૂજું છું, ભજું છું.

મને નથી સમજાતું કે લોકો કઈ દૃષ્ટિથી પુસ્તકો વાંચે છે; કારણ કે મહાગુજરાતના યશસ્વી સાહિત્યકાર શ્રી કનૈયાલાલ મુનશી ગુજરાતનો ઇતિહાસ, નવલકથા દ્વારા રજુ કરે છે. 'ગુજરાતનો નાથ' માં એ કીર્તિદેવના હાથે કાળભૈરવની આરાધના કરાવે છે. સ્મશાનમાં કાક ભટ્ટને તે સાથે લઈ જાય છે. સ્મશાનનું દૃશ્ય જોઇ કાક ડરે છે; છતાં કીર્તિદેવની હિંમતથી સાથે રહે છે અને બીજી વખતે કાક કાળીચૌદશની ભયંકર રાત્રે સ્મશાનભૂમિમાં જઈ કીર્તિદેવનું કુળ અને માબાપ કોણ છે તે વૈતાલ દ્વારા જાણી લાવે છે. એટલે કીર્તિદેવ મુંજાલનો પુત્ર છે એમ સિદ્ધ થાય છે.

મને તો અજાયબી થાય છે કે આજકાલના ભણેલા–ગણેલા યુવકો અને યુવતીઓ આવાં પુસ્તકોની હદપારની પ્રશંસા કરે છે; છતાંય ભૂત–પ્રેતની માન્યતાને વહેમ ગણે છે! આનું કારણ મને સમજાતું નથી. હું વીસ વર્ષથી અનુભવ કરી રહ્યો છું કે ભૂત–પ્રેત બોલે છે, સારી રીતે વાતો કરે છે, પોતાની દશા પણ વર્ણવે છે.

લોકોનો પ્રશ્ન છે કે શું બધા જ મરીને ભૂત–પ્રેત થતા હશે? જવાબમાં હું જણાવું છું કે સારી કે ખોટી વાસનાને આધીન જે જીવો છે તે તમામને વાસનાદેહ–લિંગદેહ મળે છે જ. કેટલીક મૃત વ્યક્તિઓના એવા પ્રયોગો પણ મેં કર્યા છે જેઓ આકર્ષાઇને આવ્યા નથી. તેઓ કેમ પ્રેતાવાહનથી નથી આવ્યા તે હું શું જાણું? તેમના કર્માનુસાર કદાચ તેમને ક્યાંય જન્મ પણ મળ્યો હોય! તેમને કેમ જન્મ મળ્યો અને અમારા ગુરુ–વડીલોને, સમાજસેવકોને, દેશનેતાઓને, પૂજ્ય સંતો–મહંતો–મઠાધીશો–મંડળેશ્વરો કે સાધુ–સંન્યાસીઓનો જન્મ કેમ ન થયો અથવા એમની સદ્ગતિ કે

વૈકુંઠવાસ કેમ ન થયો—એ બધાનો ઉત્તર હું અલ્પજ્ઞ શી રીતે આપું? મને તો વાસનાવાળા સૂક્ષ્મ જીવોનો જે અનુભવ થયો છે તેની વાત હું માત્ર કરી શકું.

કોઈના કપાળ, વદન કે બદનની સુંદરતા ઉપરથી માણસની સારી ખોટી વાસનાઓનો અનુભવ નથી થતો. દુનિયાથી અજ્ઞાત એવો પ્રમાણિક જીવનવાળો દરિદ્રી, દયાળુ દામોદરનો દયાપાત્ર બની મુક્તિ મેળવી લે છે ત્યારે નામ—દામ—ચામને ચાળે ચઢેલા અવનવા સ્ટંટ કરતા સરકારી કે બીનસરકારી આધુનિક સાધુઓ સંતો—મહંતો કે સંસારીજનો ચોર્યાશીના ચક્કરમાં પડેલા દેખાય છે. ભક્તિના માર્ગમાં ત્રિરાશિનો હિસાબ લાગુ પડતો નથી. તિલક, માળા, કંઠીવાળા પ્રભુને ત્યાં પ્રથમ પ્રવેશે એવો ધારો કાંઇ છે નહિ. ટૂંકામાં, ચેલાઓની ચાદરો ઓઢનારા, એમને અવળે રસ્તે દોરનારા, એમના મેવા—મિષ્ટાન્ન, દૂધ—ઘી આરોગી, પોતાનાં આખ્યાન, વ્યાખ્યાન કે પ્રવચનોમાં વાસનાને વશ રાખવાની જ્ઞાન—ધ્યાન—વૈરાગ્યની માત્ર વાતો કરતા ધૂર્તો પ્રેતયોનિમાં જ આવે છે. હવે સ્પષ્ટ થઈ ગયું કે નિર્વાસનાવાળો કોણ છે તે કાળી કે ધોળી ચામડી જોઈને કશું જ સમજાતું નથી. જ્ઞાન—વિજ્ઞાનની વાતો કરનારા વિવિધ ધર્મના પંડિતો, શાસ્ત્રી—બુવાઓ, કથાકારો, કહેવાતા સંતો—મહાત્માઓ, લાખોને સન્માર્ગે દોરનારા, પૂજ્યતમ ગણાતા આચાર્યદેવો અને ઉચ્ચ શ્રેણીના દેશનેતાઓને સુદ્ધાં જ્યારે મેં આ મારી અનુભૂત ગૈબીસૃષ્ટિમાં આવેલા જોયા છે ત્યારે મારા ઘણા સવાલોનું સમ્યગ સમાધાન તેમનાથી થતાં સનાતની શાસ્ત્રોના સિદ્ધાન્તો પ્રત્યે મને ખૂબ માન ઉપજ્યું છે અને પરલોકવાસી શાસ્ત્રજ્ઞ સૂક્ષ્મ શરીરીઓનો ઘમંડ પણ પછી ઘટ્યો છે. તેઓ પણ શાસ્ત્રોનાં રહસ્યને સમજી, માન આપી, નવજીવન પ્રાપ્ત કરવા માટે પ્રભુપંથે પ્રયાણ કરતા રહી ઇશ્વરપ્રીત્યર્થે કર્તવ્ય બજાવી કર્મબંધનમાંથી મુક્ત થાય છે

એવો મારો સત્ય અનુભવ છે. મારો અનુભવ પ્રત્યક્ષ છે, હું તે કોને, કઈ રીતે બતાવું? જગતને એનો અનુભવ ન થાય અને એથી એ ન માને તેમાં મારે શું? દરેકને મનાવવાનો મેં કાંઈ ઇજારો રાખ્યો નથી. અમુક બાબત આખું જગત માને જ એવો હઠાગ્રહ પણ યોગ્ય નથી. બુદ્ધિવાદના આ યુગમાં સૌ પોતપોતાની માન્યતામાં સ્વતંત્ર છે. 'જિગર અને અમી'માંની હકીકત તદ્દન કાલ્પનિક કહેનારાં પણ આજે ક્યાં નથી? મારા સત્ય અનુભવો આવા અસંતોષી લોકોને ગળે ઊતારવા શું હું એમના ઘુંટણીએ પડી, ખૂબ ખુશામત કરૂં? મારા પરિચિત કે અપરિચિત લોકો મને દંભી, કાલ્પનિક, ધૂની, પ્રપંચી, બંડલફેંક કે ગપ્પીદાસ—જે કહેવું હોય તે કહે; મને એની અસર થઈ નથી, થવાની નથી. પોતાની આંતરિક સ્થિતિ પ્રમાણે પારકા માટે નિર્ણય બાંધવાની દુનિયાની જુગજૂની રીત છે એ ખૂબ જાણું છું.

હવે હું પ્રેતસૃષ્ટિ વિષે આગળ કહીશ. પ્રેતો પરકાયામાં પ્રવેશ કરીને એવા એવા અનર્થો કરે છે કે જગતના લોકો આ વાતને જાણી કે સમજી શકતા નથી. મનપસંદ ચીજ ખાવા માટે કે મનગમતાં કપડાં કે ઘરેણાં સારુ સ્ત્રીના શરીરમાં સ્ત્રી પ્રેત અને પુરુષના શરીરમાં પુરુષ પ્રેત પ્રવેશ કરી પોતાની વાસના તૃપ્ત કરે છે. ઘણી વખત સ્ત્રી પ્રેત પુરુષના શરીરમાં કે પુરુષ પ્રેત સ્ત્રીના દેહમાં પ્રવેશ કરીને પણ પીડે છે, અને એટલી હદે હેરાન કરે છે કે કાયામાં અકલ્પ્ય વેદના ઊપજાવે છે, ડૉક્ટરોની દવાની અસર નાબૂદ કરે છે, રીબાવે છે, રડાવે છે, કકળાવે છે, કમજોર બનાવે છે, કદીક હસાવે કે લવરી પણ કરાવે છે. પ્રેતો વાત કરતાં સંકોચાતાં નથી. જે શબ્દો આપણે બોલતાં પણ અચકાઈએ અને શરમાઈએ ત્યારે પ્રેતો એવા અશ્લીલ શબ્દો બોલતાં સ્હેજ પણ શરમાતાં નથી. પ્રેતો પરસ્પર લડે છે, વાદ-વિવાદ અને વિખવાદ પર આવી

જાય છે. ઘણી વખત આપણા લોકો ચાર રસ્તે કે ત્રણ રસ્તામાં અમુક વસ્તુઓનો ઊતાર કરીને મૂકી આવે છે, અને પાણીનું કુંડાળું કરી તેમાં પછી પગ મૂકતા નથી. એ ઊતારમાં કોઈ દહીં, કોળું, વડાં, ઘઉંના લોટનાં દીવડાં, કાચી પાકી વસ્તુઓ, સિંદૂર અને ફૂલ મૂકતા હોય છે. એ સ્થળમાં મૂકાયેલી સામાન્ય વસ્તુઓ સારુ પ્રેતો ઘણીવાર આપસમાં જ યાદવાસ્થળીનો લ્હાવો લે છે.

પ્રેતો સાથે વાતો કરવામાં મને તો ઘણી જ ગમ્મત પડતી હતી; પરંતુ જ્યારે એમની વાત સાંભળતો ત્યારે તેમની એ દશા માટે દયા આવતી. મને ઘણી વખત એમ જ થતું કે જગતની સેવા કરવા કરતાં આ પરલોકગત દુઃખી રઝળતા જીવાત્માઓ માટે થોડો પણ ભોગ અપાય તો સારૂં; પરંતુ તેઓ આ દશામાંથી કેવી રીતે મુક્ત થાય, સુખી કેમ થાય, અહીં ઉપદેશ કોણ, કેમ કરીને આપે, તેમનાં કર્માનુસાર પ્રેતયોનિમાંય તેમનું આયુષ્ય નિશ્ચિત હોય છે એટલે એમાંથી છૂટકારો કોણ, કેવી રીતે કરી શકે વગેરે વિચારો પણ મને આવતા.

હવે એ પ્રેતોની છાયા સંબંધમાં મને જે અનુભવ થયો તે જણાવું. છાયા એટલે આપણે તડકામાં ઊભા રહીએ તો આપણા શરીરનો પડછાયો જે પડે છે તેવી જ ઓળા રૂપે પ્રેતછાયા દેખાય છે; પણ ઘણી વખતે એ પ્રેતોમાં કોઈક વિશેષ શક્તિ ધરાવનારા હોય છે તેઓ તો વિકૃત, બનાવટી દેહ પણ ધારણ કરી શકે છે. તેઓ સ્ત્રી, પુરૂષ કે પશુનાં શરીરો ઝડપથી ધારણ કરવાની તાકાત પણ ધરાવતાં હોય છે. શ્રીમદ્ ભાગવતમાં ધુંધુકારીનું પ્રેત આવાં વિવિધ રૂપો બદલી શકવાનો પ્રસંગ છે જ. આવાં પ્રેતો ભારે અનર્થો કરી શકે છે. આવી શક્તિ ધરાવતાં પ્રેતો જો તેમના પૂર્વજીવન સાથે કોઈને દુશ્મનાવટ હોય અને બદલો લેવા એ ઇચ્છે તો બરાબર ખબર લઈ નાંખે છે. માણસોને ખબર પણ પડતી નથી કે આ

અનિષ્ટ કાર્ય પ્રેતનું છે. મેં આવા દાખલા તો ઘણા વાંચેલા ને સાંભળેલા પરંતુ અનુભવ હમણાં જ થયો. પ્રેતોને એમની દશામાં ઓળખી કાઢવાં એ પણ મુશ્કેલ કામ છે; પરંતુ જ્યારે તેઓ એકદમ અદૃશ્ય થાય છે ત્યારે તરત સમજાઈ જાય છે કે આ સ્ત્રી કે પુરુષ ન હતો પણ પ્રેતાત્મા હતો. ભૂત, ચૂડેલ, બ્રહ્મરાક્ષસ, ડાકણો આવાં રૂપ પરિવર્તન કરી શકે છે. બધામાં એવી તાકાત હોતી નથી. "પરલોકગત જીવાત્માઓ" ના ભાગોમાં મારા અનુભવોને આલેખવા એજ હું ઉચિત ધારૂં છું.

આપણા દેશનાં મોટાં મોટાં શહેરોમાં પ્રેતાવાહન વિદ્યાનાં મંડળો છે. કલકત્તા, મદ્રાસ, લાહોર, દિલ્હી, અમૃતસર, પેશાવર, આગ્રા, અજમેર, મુંબઈ, કરાંચી, રાંચી વગેરે શહેરોમાં આવી સંસ્થાઓ છે. અમદાવાદમાંય આ વિદ્યાના રસિકો ઓછા નથી. અહીં પણ ઘણી બેઠકો પ્રેતાવાહકો કરે છે એની મને ખબર છે. હું એમાં ભાગ લેતો નથી. મારી પદ્ધતિ મારા મન મુજબની છે. પશ્ચિમના પ્રદેશો કરતાં તો અહીં બહુજ ઓછાં મંડળો છે. પરદેશમાં પ્રેતસૃષ્ટિ સંબંધી સંશોધનાત્મક ઘણુ સાહિત્ય પ્રકટ થયેલું છે. મેં એમાંનુ અનુકરણીય મેળવી લીધું છે. તેઓના પ્રયોગોની પદ્ધતિ, સાધનો સમજી લઈ પછી હું મારી બુદ્ધિ એમાં ઉમેરી કાર્ય કરતો. મુંબઈના "કિસ્મત" નામના માસિકમાં પણ આ વિદ્યા સંબંધી અત્યંત સરસ સાહિત્ય પ્રકટ થયેલ છે. તેમાં વિજ્ઞાનની દૃષ્ટિએ આ વિષયને ચર્ચી વાંચકવર્ગને આહ્લાદ અને અજાયબી જેવું ઘણું બધું પીરસાય છે. હું પ્રેતસૃષ્ટિ પાછળ પડેલો હોવાથી માત્ર વાંચીને બેસી રહેતો નહિ; પરંતુ અનુભવ કરવા તૈયાર થતો. નિર્ભયતા તો મેં કેળવી જ હતી. અભય થયા સિવાય આ વિદ્યામાં આગળ વધાય નહીં એ હકીકત છે.

કેટલાક વખત સુધી મેં પ્રેતાવાહન માટે બહાર અંધારી રાતે

નદીકિનારે કે શૂન્ય સ્થાનમાં જ અનુભવ લેવાનું ચાલુ રાખેલું પણ પછીથી મને થવા લાગ્યું કે આવા પ્રયોગ શું પોતાના સ્થાનમાં રહીને ન કરી શકાય? કયાં સાધનો વડે આ પ્રયત્ન કરું? જ્યારે બહાર પ્રયત્ન આદરૂં છું તો પ્રેતોથી હું ઘેરાઈ જાઉં છું અને એમનો કોલાહલ અને આક્રંદથી મૂંઝાઈ જવાય છે. વળી એકની સાથે નિરાંતે તો વાત જ થાય નહિ! એક સાથે વાત કરૂં તો ત્યાં કેટલાય પંચાતિયાં પ્રેતો આવી શોરબકોર કરી મૂકે!

એટલે હું એક ગોળ કાચ કપાવી લાવ્યો. એ કાચ વચ્ચે કાળી મેંશ લગાડી પ્રયોગનો મેં પ્રારંભ કર્યો. તેમાં અમુક અંશે મને સફળતા પણ સાંપડી. વળી એકવાર મેં સફેદ કાચની એક બાટલીમાં પાણી ભરીને તથા ધુમાડો ભરીને પ્રયોગ કર્યો તો તેમાં ય હું ફાવ્યો. તે પછી ત્રણ પૈસાની પહોળા મોઢાવાળી એક કાળી માટલી હું લાવ્યો. તેને ઊંધી પાડી, ઉપર કાળો કાચ ગોઠવી મેં પ્રયોગ આદર્યો. એમાં મને વધારે સફળતા મળી. હવે મેં બહાર જવાનું બંધ કર્યું. પ્રેતાકર્ષણમાં આવાં સાધનો ઉપયોગી છે એવો મારો અનુભવ પાકો થયો. છતાંય અંધારીઆની અગિયારશથી સુદ ૫ સુધી ઘણી વખત બહાર જતો; કારણ કે પ્રેતોની ગમ્મત મને ખૂબ પ્રિય થઈ પડી છે અને વળી અવનવા અનુભવો પણ થાય છે. પાલડી પાસે ભગવાનનગર સોસાયટીમાં મારા રહેઠાણની ચારે બાજુ થુવેરની વાડવાળાં ખેતરો, જંગલ અને પૂર્વે તો સાબરમતીનો વિશાળ પટ પથરાયેલો છે. આ સ્થળ પણ મને મારા પ્રેતાવાહન કાર્યમાં ખૂબ અનુકૂળ થઈ પડયું છે.

# મહત્ત્વની નોંધ

**આ** ખા જગતમાં મને કોઈ પણ વસ્તુ જો પ્રિય હોય તો તે "અનુભવ" છે. અનુભવ એ મારો હિતૈષી ભોમિયો છે. હું એને મારો જીવનસાથી કહું તોપણ ચાલે. મારું અહોભાગ્ય છે કે મારા જીવન માટે આવો માર્ગદર્શક મને મળી ગયો!

હું વર્ષોનાં વર્ષો સુધી જગતને બોધ આપતો ફર્યો, વર્ષોનાં વર્ષો લગી જગત–ત્યાગી સાધુ થયો, સંસ્કૃત– પ્રાકૃત–માગધી ભાષાનો અભ્યાસ કરી જૈન અને બૌદ્ધધર્મનાં સંખ્યાબંધ પુસ્તકો મેં વાંચ્યાં, વેદોની ચાવી ઉકેલવા માટે મહિધર ભાષ્ય, ઔવ્હટ ભાષ્ય, સાયણ ભાષ્ય, મિશ્ર ભાષ્ય તેમજ આર્યસમાજના ઉત્પાદક શ્રી દયાનંદ મહર્ષિનાં ભાષ્યો જોઈ ગયો. ઋગ્વેદ ભાષ્ય ભૂમિકા અને સત્યાર્થપ્રકાશ પણ મેં વાંચી લીધું. પંડિતજી શ્રી ભીમસેન શર્માએ હિન્દીમાં પ્રસિદ્ધ કરેલી અઢારે સ્મૃતિઓ પણ મેં વાંચી. મહામહોપાધ્યાય પંડિતજી શ્રી જ્વાલાપ્રસાદે અઢારે પુરાણોનું કરેલું હિન્દી ભાષાન્તર પૈકી મહાભારત, વાલ્મીકી રામાયણ, શ્રીમદ્ ભાગવત, શિવપુરાણ, બ્રહ્મવૈવર્ત પુરાણ વગેરે પુરાણો વાંચ્યાં. અગિયાર ઉપનિષદ્ તેમજ ષડ્દર્શન સમુચ્ચય પણ વાંચી લીધું. મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ વગેરેનું બીજીવાર મંથન કર્યું. ગીતા ઉપર થયેલી દશે ટીકાઓ વાંચી, શંકરાચાર્યજી કૃત બ્રહ્મસૂત્ર ઉપરનું

ભાષ્ય, પાતંજલ યોગશાસ્ત્ર, સાંખ્યશાસ્ત્ર, મીમાંસાશાસ્ત્ર પણ વાંચી લીધાં. અલંકાર સાહિત્ય, સાહિત્યદર્પણ, કાવ્યપ્રકાશ, અલંકાર ચંદ્રિકા અને રસશાસ્ત્રનું ય વાંચન મેં કરી નાખ્યું. બાઈબલના નવા જૂના બંને કરારો, કુરાનશરીફનું હિન્દી ભાષાંતર, યૂરોપનો પ્રાચીન–અર્વાચીન ઇતિહાસ પણ જોઈ વળ્યો. ત્રણસોથી ઉપર નોવેલો, કાદંબરી, તિલકમંજરી, ટૉલ્સ્ટૉય કૃત પ્રેમનો દંભ, સ્ત્રી–પુરુષ વગેરે પાંચ ગ્રંથો, શેક્સપિયરનાં છત્રીસ નાટકો પૈકી હેમલેટ–વેનિસનો વેપારી વગેરે સાત નાટકો વાંચ્યાં. શાકુંતલ–ઉર્વશી વગેરે નાટકો ય વાંચ્યાં. વળી વીસમી સદીમાં થયેલા ગુજરાતી સાક્ષરોનાં રચેલાં શાસ્ત્રો પણ મેં જોઈ લીધાં. શ્રી દલપતરામ તથા કવિ ન્હાનાલાલનાં રચેલાં બધાં પુસ્તકો હું વાંચી ગયો છું. આત્મનિમજ્જન, કલાપીનો કેકારવ અને દિવાને સાગર હું ઠીકઠીક વાંચી ગયો છું. શ્રી કનૈયાલાલ મુન્શીનાં બધાં પુસ્તકો મેં વાંચી કાઢ્યાં છે. યોગિનીકુમારી તેમજ શ્રેયસ્સાધક મંડળ તરફથી પ્રકાશિત પુસ્તકોની પરંપરા પણ મેં જોઈ લીધી છે અને ક્રાન્તિકારી પુસ્તકો પણ વાંચવામાં મેં કચાશ રાખી નથી. આટલું બધું વાંચ્યું છતાં જે કાંઈ મને મારા અનુભવથી મળ્યું છે તે ઉક્ત વાચન દ્વારા મને મળ્યું નહિ. જ્યારે હું મારા જીવન પર દૃષ્ટિપાત કરૂં છું ત્યારે મને લાગે છે કે આટલા બધા વાંચનમાંની પંડિતાઈ તો મારા અનુભવના એક ખૂણામાં જ સમાઈ જાય છે.

જ્યારે હું જૈન સાધુદશામાં હતો ત્યારે મારા હાથમાં જયપુરની લાયબ્રેરીમાંથી 'લક્ષણસંદર્ભ' પુસ્તક આવ્યું. હું એ લક્ષણશાસ્ત્રની અંદર કેટલું સત્ય રહેલું છે તે જાણવાની મને ઈચ્છા થઈ. જ્યારે મેં મારા પ્રબળ પુરુષાર્થથી વીસ હજારથી ઉપર સ્ત્રી પુરુષોનાં મસ્તક–હાથ–પગ વગેરે, વિભાગો માનવશાસ્ત્રની દૃષ્ટિએ જોઈ લીધા ત્યારે મારા અનુભવથી એમાંનું સત્ય જાણી લીધું. એવી જ રીતે

આત્માના અમરત્વ વિષે જ્યારે ચંદ્રાવલીના પુનર્જન્મના પ્રસંગનો મને અનુભવ થયો ત્યારે આત્મા અમર છે એ સત્ય હકીકત સમજાઈ અને પરમાત્માના અસ્તિત્વમાં શ્રદ્ધા પણ થઈ, તથા કર્મની થિયરી—કર્મના અવિચલ, અકાટ્ય નિયમો ય બરાબર સમજમાં આવી ગયા.

મારો સ્વાનુભવ હું જગતની આગળ કઈ ભાષામાં ને કેવી રીતે રજુ કરું ? વળી જગત આગળ એ બધું નગ્ન સત્ય વર્ણન કરવાથી મને લાભ પણ શો છે ? જગતને તો અર્થ અને કામ—આ બે વસ્તુઓની જ લત લાગેલી છે. શ્રી સદ્‌ગુરુદેવની કૃપાથી એ બંને વસ્તુઓ ઉપર મેં સંપૂર્ણ વિજય મેળવ્યો છે. મને આત્મા અને પરમાત્માની જ પડી છે ત્યારે જગતને આત્મા તથા પરમાત્માની જરૂર જ દેખાતી નથી. આ સંજોગોમાં જગત સાથે મારો મેળ કેમ થાય ? મારા તદ્દન સત્ય અનુભવો જગત આગળ મૂકું તોપણ જગતનું વિપરીત લક્ષ્ય હોવાથી એનાથી એને લાભ નથી અથવા એમ પણ કહી શકાય કે મારા સ્વાનુભવો જગતને સમજાવી સન્માર્ગે વાળી શકે એવા નક્કર નથી. જેને જે પ્રકારે માનવું હોય તેમ માની શકે છે, એથી કાંઈ મારો અનુભવ અસત્ય ઠરવાનો નથી કે મારાથી એ વિખૂટો પણ પડનાર નથી.

પરમાત્માનું અસ્તિત્વ, આત્માનું અમરત્વ, પૂર્વજન્મ, પુનર્જન્મ અને કર્મના નિયમો અનુભવમાં આવ્યા પછી હવે મારે શું કરવાનું બાકી રહ્યું છે ?—આવો પ્રશ્ન ઘમંડમાં આવી જઈ હું મારા મનને કરું; પરંતુ આટલું જ જાણી લીધાથી મારા તનને કે મનને કાંઈ લાભ નથી. ભગવત્કૃપાથી મને એ ભાન છે કે હું પૂર્ણ થઈ ગયો નથી. માટે તો ખરી પૂર્ણતા પ્રાપ્ત કરે જ છૂટકો છે અને એ પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે જ હું જીવન ટકાવી, તે સંબંધી

પ્રયત્ન કરી, જીવનયુદ્ધ ખેલી રહ્યો છું. અત્યારે હું જે આનંદ અને શાન્તિ પામી રહ્યો છું એ અમદાવાદની વિશાળ વસ્તીમાંથી એકને પણ સુલભ હશે કે કેમ એમાં શંકા છે. શ્રી સદ્ગુરુદેવની અનુકંપાએ મને એ નિર્વિકારી, આનંદનો અખંડ અનુભવ અદ્યાપિ અપાવ્યો છે અને એ ચાલુ જ રહેશે એવી મારી માન્યતા છે. હિમાલયવાસી યોગીરાજ ગુરુવર્યોની કૃપાદૃષ્ટિ થકી જ મને આવતી કાલની ચિંતા–ચિન્તા સતાવતી નથી. મોડું વહેલું મૃત્યું તો આવવાનું છે; પણ તે દેહનું હશે, દેહીનું તો નહીં જ આવો મારો દૃઢ ખ્યાલ બંધાયો છે.

રે કંઇ વેળા પડશે દેહ, તેનો ભરોંસો નથી ઇહિ;
માટે ચેતી સવેળા નેહ, શ્રીહરિથી બાંધવો.

—જગતના જીવો પણ આવી સમજ સાથે જીવન ગાળે તો વાહવાહ થાય.

પ્રેતાત્મવિદ્યા માટે મને ચંદ્રવલિના બીજા જન્મમાં પુષ્પકાન્તાએ કરેલા શરીરનાશ પછી જીજ્ઞાસા જાગી અને હું થિયોસોફીસ્ટ બન્યો. એમાં ૧૪ વર્ષ પર્યન્ત રહી, એ સોસાયટીનો અંદરબહારનો બધો ય અનુભવ મેં મેળવ્યો, છતાં મારી જિજ્ઞાસા પૂર્ણ ન થઈ.

પ્રેતયોનિ છે અને ભૂત, પ્રેત, પિશાચ, જીન, ડાકણ, શાકણ, ચુડેલ વગેરે નામો છે તો વસ્તુ પણ હોવી જોઇએ–અને છે, એ મને હવે અનુભવ પણ થયો. સને ૧૯૩૨ ની સાલ પછી હું એ પ્રેતાત્મવિદ્યા જાણવા માટે પ્રયત્ન કરવા લાગ્યો. કોઇ પણ કાર્યની પાછળ ખંતથી પડ્યા વગર કાર્યસિદ્ધિ સાંપડતી નથી.

આ પ્રેતવિદ્યાની પાછળ પડતાં પહેલાં મારે મારા અંદરના ભયને દૂર કર્યા વગર છૂટકો જ ન હતો. કુદરતે મને અનુકૂળતા આપી અને હું રાત્રિના એક વાગ્યા પછી મારી ઓરડીમાંથી ચુપચાપ, કામળો ઓઢી નીકળી પડતો અને દસ મિનિટનો રસ્તો કાપ્યા પછી

સપ્તર્ષિના આરે, નદીની રેતીમાં ઘૂમતો. મન તાબે કરતાં તો હું યોગાભ્યાસથી શીખ્યો હતો, એટલે અંધારી રાતે ખૂબ શાંતિ હોય ત્યારે વિચારશક્તિનો ઉપયોગ કરી હું હવે એનો અનુભવ કરવા લાગ્યો.

મારા આ અનુભવને આજકાલનું કહેવાતું સુધરેલું જગત નહિ માને અને હું જગતને મનાવવા પણ માગતો નથી; છતાં આ સુધરેલા જગતને આ પ્રેતસૃષ્ટિના સંબંધમાં કોઇ પણ રીતે માન્યા વગર છુટકો છે જ નહિ. ન માનનારા માત્ર મોઢેથી જ કહી જાણે છેઃ 'અમે પ્રેતમાં કે ભૂતમાં માનતા નથી.' પરંતુ આમ કહેનારાને જ્યારે અનુભવ થાય છે ત્યારે કહે છેઃ 'વાત સાચી છે.' નહિ માનનારાઓના અંતરમાં ય આ બાબત તો ખૂબ જ ખટકતી હોય છે—માત્ર અનુભવ નહિ હોવાથી તેઓ પ્રેતાત્મવિદ્યામાં રસ ધરાવતા હોતા નથી.

યૂરોપ જેવા સુધરેલા દેશમાં તો આ પ્રેતાવાહન કરવાની સંખ્યા–બંધ શાખાઓ છે અને એ શાખાઓના લાખો સભ્યો પણ છે. ત્યાંના મોટા તત્ત્વજ્ઞો પણ આ પ્રેતવિદ્યા પાછળ છે. જાણીતા વિજ્ઞાનશાસ્ત્રી સર ઓલિવર લોજ જેવા મૃતાત્માઓ સાથે વાર્તાલાપ કરી શકતા અને ભૂત–પ્રેતની માન્યતાને વિજ્ઞાનની એરણ પર મૂકી વૈજ્ઞાનિક ઢબે એ સિદ્ધ કરીને બતાવી ગયા છે, અમેરિકા અને જર્મની તથા ઓસ્ટ્રેલિયાના વિજ્ઞાનવેત્તાઓ મૃત્યુ અને પુનર્જન્મના વચ્ચેની દુનિયાનું આંતર–રહસ્ય પારખી રહ્યા છે. પ્રેતાત્માઓના ફોટાઓ પણ લેવાઈ રહ્યા છે. આપણા હિંદુશાસ્ત્રોમાં મૃતાત્માની પાછળ શ્રાદ્ધવિધિ વગેરેમાં મંત્રયોગાદિ વડે કરવામાં આવતી ક્રિયાઓમાં શું રહસ્ય છે તે જાણવા માટે તેઓ મથી રહ્યા છે; પરંતુ આપણને આપણા પ્રાચીન ઋષિઓનાં રચેલાં શાસ્ત્રોમાં શ્રદ્ધા નથી. આત્મા, પુનર્જન્મ અને પ્રેતાદિ સંબંધમાં આપણા પ્રાચીન મહાન જ્ઞાની મહર્ષિ આચાર્યોએ જેટલું લખ્યું છે તેનો શતાંશ પણ યુરોપમાં

નથી—અને જેટલું એમણે આ સંબંધમાં અનુભવેલું એટલું કોઇએ અનુભવ્યું નહિ હોય. જો એવું ન હોય તો મહાભારત, ભાગવત રામાયણ અને પુરાણો તથા ઉપનિષદોમાં આ વિષે જે ચર્ચેલું છે તે શું કામ લખતે ? વેદોમાં તો આ અંગે લાંબું લખાણ છે અને સંસ્કારવિધિઓ વેદના મંત્રોથી જ ભરપૂર છે. દિક્પાલોનું પૂજાવિધાન, નવ ગ્રહોની સ્થાપના અને ગર્ભાધાનથી માંડીને મરણપર્યંતના સોળ સંસ્કારોમાં પણ દરેક દેવોની સ્તુતિ દ્વારા પ્રાર્થના કરવામાં આવેલ છે. સર્વમાન્ય થયેલ ગીતા ભાગવત—રામાયણ—મહાભારતમાં હું તો જ્યારે દૃષ્ટિપાત કરૂં છું, ત્યારે આત્મા—પુનર્જન્મ અને પ્રેતાદિ યોનિઓના વર્ણનના સંખ્યાબંધ દાખલા નજરે પડે છે. રાવણ, કુંભકર્ણ કોણ હતા ? એ બંને પૂર્વ—જન્મમાં પ્રતાભભાનુ અને સૂર્યકેતુ બે સગાભાઈ હતા; પરંતુ એક શત્રુ રાજાની કપટજાળમાં ફસાયા અને બ્રાહ્મણોના શાપ વડે એ રાક્ષસદ્વીપમાં રાવણ, કુંભકર્ણ થયા એ સર્વવિદિત વાત છે. પણ વાંચે છે કોણ ?

ભલે આજે જગતના લોકો શ્રાદ્ધવિધિને ન માને અને સંસ્કાર—વિધિને ફગાવી દે; પરંતુ મરનારના આત્માને શાંતિ મળે એવી પ્રાર્થના તો અંગ્રેજ લોકો, જર્મનો, રશિયનો, જાપાની, ચીના, તુર્કી, કાબૂલી કે હિંદમાં પણ બધી જાતો હિંદુ—મુસલમાન—યાહુદી—પારસી, જૈન—બૌદ્ધ—શીખ—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર એકંદરે બધા કરે છે. હિંદુ લોકો મરનારના શરીરને બાળી નાખ્યાં પછી પણ એની પાછળ અમુક દિવસ સુધી અમુક અમુક જાતની ક્રિયાઓ કરે છે, પિણ્ડ વગેરે સરાવે છે અને એ ક્રિયા વખતે જે ક્રિયા કરાવનાર મંત્રોચ્ચાર કરે છે તે મંત્રોનું રહસ્ય વિચારાય તો ખબર પડે કે એ મંત્રો શું કહી રહ્યા છે ? આ મંત્રો વેદોમાંથી લઇને જ સંસ્કારવિધિમાં ગોઠવાયલા છે. જો મર્યા પછી કંઈ છે જ નહિ તો એ ક્રિયા પાછળ દ્રવ્ય તથા સમયનો દુર્વ્યય શા માટે કરવો જોઇએ ? આટલી બધી

કડાકૂટ કરવાની શી જરૂર? મુસલમાનો પણ મરનારના શબને દફનાવ્યા પછી એની કબર પર અમુક દિવસો સુધી જઇને કુરાનના કલમાઓ પઢે છે. કબર પર દૂધ અને ફૂળ વગેરેથી નવાજે છે શા માટે? આમ કરવાનું કાંઈ રહસ્ય તો હશે જ ને? મુસલમાનો તો બહુ જ સારી રીતે જીનાત યાને ભૂતપ્રેત વગેરેમાં માને છે; પરંતુ પંચભૂતમાંથી બનેલું શરીર પંચભૂતમાં મળી ગયું એમ માનનારાઓ પણ બચી શકતા નથી. શરીરની વાત કોરે મુકીએ, પરંતુ શરીરમાંનો જે ચૈતન્યમય જીવાત્મા તેની શી દશા થઈ? આનો કોઈ વિચાર કરે છે? શું એ શરીર નાશ પામતાંની સાથે નષ્ટ થઈ ગયો? એમ જ હોય તો એની પાછળ કરવામાં આવતી ક્રિયા નિરર્થક જ માનવી પડશે; પણ તેમ તો છે જ નહિ.

જીવાત્મા કે ચૈતન્ય અતિ સૂક્ષ્મ છે, અરૂપી છે. ચર્મચક્ષુ વડે એ જોઈ શકતો નથી; જે વસ્તુ આંખોથી ન દેખાય તે વસ્તુ છે જ નહિ એમ તો નથી કારણ કે એક પાણીના ટીપામાં કે લોહીના બુંદમાં સૂક્ષ્મદર્શક યંત્ર વડે લાખો જંતુઓ હલનચલન કરતાં દેખાય છે. ત્યારે જીવ તો અતિ સૂક્ષ્મ છે—એ ચર્મચક્ષુ શી રીતે દેખાય? હવે આ શરીરમાંથી જે જીવ નીકળી જાય છે તે વસ્તુતઃ છે તો ખરો જ. આ બાબતનો અનુભવ કરનારાઓ તો સારી રીતે જાણી શકે છે, કે કર્માનુસાર એ જીવ કઈ યોનિમાંથી આવેલો અને કઈ યોનિમાં ઉત્પન્ન થયો? કઈ ગતિમાં આવેલો અને કઇ ગતિમાં ગયો? હિંદુઓના વેદશાસ્ત્ર પ્રમાણે ચાર ગતિ અને ચોર્યાશી લાખ યોનિ માનેલી છે. આ જીવ પોતપોતાના કરેલા કર્માનુસાર એ યોનિયોમાં ફર્યા કરે છે; પરંતુ જ્ઞાન વડે, તપ વડે, યોગ વડે કે ભક્તિ વગેરે દ્વારા જ્યારે કર્મનાશ થાય છે ત્યારે તે મોક્ષને પ્રાપ્ત થાય છે અર્થાત જન્મમરણથી મુક્ત થાય છે. હિંદુઓ પોતાના ધર્મશાસ્ત્રના ઉક્ત કથનને માને છે.

કર્મ શું છે? કર્મની થિયરી શી છે? મોક્ષ કે મુક્તિ કેમ થાય એ વિષય સંબંધી આ લખાણ નથી, પણ આ તો પ્રેતયોનિ વિષેનો મારો અનુભવ છે. મનને મનાવવા હું લખતો નથી. જગતને મનાવવાની મને જરૂર નથી. પરંતુ મારી અનુભવેલી વસ્તુ કેટલે અંશે સત્ય છે તે લખું છું.

મારા અનુભવ પ્રમાણે જેમ આ મનુષ્યસૃષ્ટિ છે તેમ પ્રેત-સૃષ્ટિ પણ છે—અને એ સૃષ્ટિ મનુષ્યસૃષ્ટિ કરતાં વિશાળ છે. એમાં ચઢતી, ઉતરતી શ્રેણીઓ છે. ઉત્તમ, મધ્યમ, અધમ, અધમાઅધમ અને નીચ કોટીઓ છે.

'કાર્યં સાધયામિ વ દેહં પાતયામિ' આ મારા દૃઢ નિશ્ચયે મને નિર્ભય અને ચિંતારહિત બનાવી પ્રેતાત્માઓના વધુ સંપર્કમાં આણ્યો. જો કે મેં પ્રેતો સાથેની વાર્તાલાપની ધુનમાં તો કેટલીયે-વાર માંદગી પણ ભોગવી લીધી હતી. પ્રેતયોનિમાં રહેલા જીવોની સ્થિતિના અનુભવથી હું પ્રથમ તો હેબતાઇ ગયો. તેઓને સ્થૂલ શરીર તો હોય જ નહિ, છતાં આકૃતિ ખરી! પ્રત્યેક અંગ, વસ્ત્ર, પૂર્વજ્ઞાન અને વાણી પણ ખરી એનું વર્ણન હું કેવી રીતે કરૂં? વાદળાંઓથી બનતો એમનો આકાર, એ મારા પ્રાથમિક અનુભવની શરૂઆત. ઇષ્ટકૃપાથી તેમની વધુ નજીક આવતાં વાતચીત થવા લાગી. શરીર વગર પણ સ્પષ્ટ શબ્દોચ્ચાર થાય; પરંતુ બહુ જ રૂંસાતો અવાજ!'

તે બાદ જુદા જ અનુભવો પ્રત્યક્ષ થવા લાગ્યા. એમની દશા જોઇને મને કંપારી આવવા લાગી. કેવળ દુઃખભરી દશાથી પીડાતા, કષ્ટમય રૂદન, સાથે જ અટ્ટહાસ્ય, હલકટ વસ્તુઓની યાચના, તેમની અશ્લીલ ચેષ્ટાઓ, શબ્દો તથા પરસ્પરમાં બાઝંબાઝી, લડાઈ—આ બધું જોઈ હું કમકમી ગયો હતો. છ–સાત મહિનાઓ પછી ધીમે

ધીમે જુદા જુદા અનુભવો પણ મને થવા લાગ્યા અને પ્રેતાની સાથે છુટથી વાતો કરવા લાગ્યો. પ્રથમ તો એ બોલતાં જ નહિ; પરંતુ જ્યારે બોલવા લાગે ત્યારે અટકે જ નહિ. એકની સાથે હું વાત કરતો હોઉં ત્યાં તો બીજાં અનેકોનું ટોળું ચારે બાજુ ઘેરી વળીને ખેંચાખેંચ કરે જાય, ગાંડાની માફક નાચે, કૂદે, હસે, રડે અને વિચિત્ર ચેષ્ટાએ તો હદપારની કરે! કેટલાંક પ્રેતો શાંત પણ દેખાયાં. તેઓનો સ્વભાવ તો પોતાનું જ દુઃખ રડવાનો! આ પ્રેતો કેવળ વાસનાભૂખ્યાં હોય છે. પોતાની વસ્તુ મેળવીને તેઓ આનંદ માને છે. સ્થૂળ શરીરના અભાવે તેઓ દેખીતી રીતે ખાદ્ય વસ્તુનો ઉપયોગ કરી શકતાં નથી. એમનો ખોરાક કેવળ વસ્તુ પરની વાસના છે. એ વસ્તુ મળે કે તેઓ તૃપ્ત થઈ જાય–ભલે તે વસ્તુ કુતરૂં કે કોઈ બીજું જાનવર ખાઈ જાય.

મારા અનુભવ પ્રમાણે પ્રેતોના જેવું દુઃખ તો જગતમાં કોઇને નહિ હોય. આ વાત સૌથી નીચી કોટિનાં પ્રેતોની છે. એમના પણ અનેક ભેદો છે, જેમ કે ભૂત, ચુડેલ, ડાકણ, જીન, પિશાચ, યોગીની, યક્ષ, કિન્નર વળી ઉત્તરોઉત્તર ભૂમિકાઓમાં જે સૂક્ષ્મ જીવો છે તે તો અલગ. હું તો અધમ કોટિના પ્રેતાત્માઓની વાત કરી રહ્યો છું એમની વેદનાનો તો પાર જ નથી. આ પ્રેતો નિશાચર છે એટલે રાત્રિના વખતે જ બહાર નીકળે છે, અને દૂર–દૂર સુધી તેઓ ભટકી આવે છે. આખો દિવસ તો તેઓ પોતાનાં અમુક સ્થાનો-માં જ પડ્યાં રહે છે. એમનાં રહેઠાણો વૃક્ષો, ખંડેરો, નદી, નાળાં, કોતરો, અવાવરૂ ઘરો, ખાળ, ગટર, જાજરૂ, ગલીના દરવાજા, પોળના નાકે, પાણિયારે, સ્મશાન, કબ્રસ્તાન, ચૌટામાં પણ હોય છે. દિવસે તેઓ લોકોની અવરજવર, રીતભાત જુએ છે; પણ રાત્રિનો સમય તેમને માટે અનુકુળ હોય છે.

આ પ્રેતો ડરનારાઓને જ ડરાવે છે–કમજોરને જ હેરાન કરે

છે, હિંમત વિનાનાને જ પજવે છે, અશુદ્ધ અને અપવિત્રને જ વળગે છે, લેણદેણવાળાને વધુ ત્રાસ આપે છે. એ વાસનાબદ્ધ જીવો કોઈ કોઈ વખતે પોતાની આકૃતિ પણ અન્યને દર્શાવી શકે છે. પૂર્વની વાસનાવશ આ પ્રેતો વેર વાળવા માટેય અન્યને પીડે છે તથા પોતાની વાસના તૃપ્ત કરવા તેઓ બીજાના શરીરમાં પ્રવેશ કરે છે. પોતાની કામવાસના તૃપ્ત કરવા માટે પણ તેઓ સ્ત્રી-પુરુષોમાં પ્રવેશી તેઓને કામાંધ બનાવી અનીતિ-સેવન કરવા માટે તત્પર બનાવે છે. આ છે પ્રેતોના હાલ.

---

## સાવધાન !

**પ્રેતાત્માઓની** વાત જ્યારે નીકળે છે ત્યારે સાંભળનારા કેટલાક તત્કાળ એવો પ્રશ્ન કરે છેઃ 'અમને દેખાડો, અમને વાર્તાલાપ કરતાં શીખવો.' હું વારંવાર કહું છુંઃ 'આ પ્રેતાવાહન કરવા માટે મેં કેવાં કેવાં જોખમો ખેડ્યાં છે. રાતના એક બે વાગે સપ્તર્ષિના આરે અને નિર્જન નદીના જંગલમાં જઈને મહિનાઓ સુધી હું ભટક્યો છું. મારા શરીરનું શું થશે તેની દરકાર રાખ્યા વગર, કંટાળ્યા વગર હું ફર્યો છું, ને તેથી જ ભય ઉપર વિજય મળ્યો એટલે હું નિર્ભય બન્યો. 'ઈશ્વર સર્વત્ર છે, બધું જ બ્રહ્મ છે' આમ બોલીને, માનીને પણ રાત્રે એકલા નિર્જન સ્થળે જવાતું નથી-નિર્ભયતા સાંપડતી નથી એ હકીકત છે !

ભૂતપ્રેતોને જોવાની ઇચ્છા રાખનારાઓ જરા એકવાર એકલા રાતે અરણ્યમાં જઈ આમતેમ ફરી તો આવે. કોઈ એક ઝાડનું ઠુંઠું, થડ અથવા ભૂલું પડેલું કોઈ ગધેડું ફરતું જોઈને તો 'હાય બાપરે'ની બૂમો પાડે, હૃદય ધડકવા લાગે, શરીર તો પલળીને

એનું પાણીપાણી થઇ ગયું હોય! શું આવી જ હિંમત પર ભૂત-પ્રેતો જોવાતાં હશે? કહેતાં બધાયને આવડે છે કે અમને જરા ય બીક લાગતી નથી; પરંતુ આવું બોલનારાઓનું પોકળ બહાર પડી ગયું છે. એ મેં અનુભવ કરી લીધો છે. જો કદાચ ભયના લીધે આગલે દિવસે તાવમાં સપડાય તો ભોગ મળ્યા પંડિતજીના! એ ભૂતપ્રેત બતાવવા લઇ ગયેલા, તેથી જ તાવ આવ્યો. પણ આ તો તાવ આવ્યાની જ વાત થઈ; પરંતુ ધારો કે ત્યાં જ ઢગલો થઇને રામ બોલી જાય તો તે પછી પંડિતજીને ગાયકવાડની હવેલીમાં લોઢાની સળીયાવાળી કાળી કોટડી અને પછી ચાલે કેસ! મારાથી અસત્ય બોલાય નહિ, ન્યાય પણ મારો બચાવ કરે નહિ. કાં તો કાળાપાણીની, નહિ તો જેલ તો ખરી! આ ભૂત-પ્રેતોને જોવાની ઇચ્છા રાખનારાઓને હું તો ના જ પાડું છું અને વારંવાર ના પાડીશ ત્યારે તેઓ કહેશે કે આ ભૂત-પ્રેતની વાત જ ખોટી છે, વહેમ છે, માનસિક નબળાઈ છે!

પણ હું ક્યાં તમને કરગરૂં છું કે તમે મારી વાત સાચી માનો. તમને તમારા ધર્મશાસ્ત્રોમાં શ્રદ્ધા હોય, તમારા પૂર્વાચાર્યો મહર્ષિઓના કથનમાં વિશ્વાસ હોય-અને જો નામ છે તો નામવાળી વસ્તુ માત્ર હોવી જોઇએ, ન્યાય-સત્ય સિદ્ધાંત-પ્રિય હોય અને તમોને કરોડ વખત ગરજ હોય તો માનો. તમારા નહિ માનવાથી કાંઈ મારો અનુભવ અસત્ય ઠરવાનો નથી તેમજ મારૂં કાંઈ બગડવાનું નથી. હું મારે રસ્તે અને તમે તમારા માર્ગે. વળી આ વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનામાં તમે મને રોકી શકો તેમ તો નથી જ. હું આ ભૂત-પ્રેતોના પ્રયોગાકર્ષણ દ્વારા જો કોઈ લોકોને પોતાનો સ્વાર્થ સાધવાને સારૂ કાંઈ કહેતો હોઉં તો જરૂર હું સરકારનો ગુનેગાર છું; પરંતુ મારી ભાવના તો સર્વથા શુદ્ધ છે. જગતના લોકો આવાં કામો ન કરે કે જેથી ભૂતપ્રેત યોનિ પ્રાપ્ત થાય. હું તો ભૂત અને પ્રેતોને

એ જ કહું છું કે તમે તમારી હલકી વાસનાના કારણે આવી દશાને પ્રાપ્ત થયા છો, તો હવે તમારા જે જીવિત સગાં સંબંધીઓ–મિત્રો છે તેમને ત્રાસ ન આપો, ખાર, વેર વગેરે તજી દો. જેમ જેલમાં ગયેલા કેદીઓ માટે નીતિધર્મનો ઉપદેશ સરકાર અપાવે છે એ રીતે ભૂતપ્રેતોને સારી શિખામણ આપવાનું કામ સેવાભાવે કરૂં છું. આ સેવાના બદલામાં કોઇની પાસે મેં કાંઈ માગ્યું નથી, માગવાનો પણ નથી, ભૂતપ્રેતોને જોવાની ઈચ્છાવાળાઓએ મારૂં આ લખાણ વાંચી લેવું અને જો બહુ જ આતુરતા હોય તો પ્રથમ આત્મસંયમી બનો. વર્ષ કે બે વર્ષ ખંતપૂર્વક રાત્રિના સમયમાં એક બે વાગે નિર્જન અરણ્યમાં જાઓ, પ્રથમ નિર્ભયતા કેળવો તો તમને જરૂર અનુભવ થશે કે ભૂતપ્રેત છે કે નહિ?



પરવશ પતંગો જેવી હા! છે મનુષ્યોની દશા,
આકાશમાં ઊડે છતાં દોરી હરિના હાથમાં;
ઊંચે જવા કેવી પ્રબળ ઈચ્છા પતંગોને થતી!
પણ ફીરકીનો દોર દામોદર ઢીલી મૂકતો નથી.



# મૈત્રીસૃષ્ટિના મારા ચિત્રવિચિત્ર પ્રારંભિક અનુભવો.

જેમ જેમ પ્રેતાવાહનવિદ્યા વિષેનું મારૂં વાચન, મનન અને અનુભવાદિ વધવા લાગ્યાં તેમ તેમ વધારે ઉત્સાહ મને થવા લાગ્યો. હું એ પણ વિચારવા લાગ્યો કે ઊંચી કોટિના પરલોકવાસી જીવાત્માઓ જોડે કયાં સાધનો વડે આકર્ષી, વાર્તાલાપ કરૂં. રાત-દિવસ એના જ વિચારો મગજમાં રમવા લાગ્યા. મને આ વિદ્યા શીખવાડનાર કોઈ ગુરુ તો છે જ નહિ; પરંતુ જેમ કોઈ માણસ બીજાને અમુક કામ કરતાં જોઇને પોતે કામ કરવા લાગે છે તેવી જ મારી દશા હતી. મેં મારી મેળે જ જેમ બુદ્ધિમાં સ્ફૂર્યું તેમ આ કામ કર્યા કર્યું. આવી રીતે થોડા સમયમાં તો હું સંખ્યાબંધ પ્રેતોના અનુભવમાં આવ્યો.

## (૧) એક પાટીદારનું પ્રેત!

એક પ્રેતને મેં પૂછ્યું કે તારી આ દશા થવાનું કારણ કહીશ? તે પ્રથમ તો બોલ્યો નહીં પણ અંતે બોલવા લાગ્યો: 'મારી દશા જાણીને તમે શું કરશો? જુઓ, મારી સ્ત્રી બદચાલની હતી. હું પાટીદાર એટલે મને ઝનૂન ચઢી આવ્યું અને મેં એને જાનથી મારી નાખી, અને કોઇનેય આ વાતની જાણ થવા દીધી

નહિ. એ મરી ગઈ અને મારા શરીરમાં આવીને મને પીડવા લાગી. ત્રણ માસ સુધી હું ખૂબ પીડાયો અને અંતે મર્યા પછી આ દશાને પામ્યો.'

મેં પૂછ્યું: 'હાલમાં એ તારી સ્ત્રીનું પ્રેત ક્યાં છે?'

તે કહે: 'એ મારી સાથે જ છે. તમારે જોવું છે?'—એમ કહી પોતાની પાછળ જ એણે મને એની સ્ત્રી બતાવી. એના માથાના વાળ છૂટા હતા. તે પુરુષ એ બૈરીના વાળ ઝાલીને ખેંચવા લાગ્યો. એ સ્ત્રી તો ભયંકર ચીસો પાડે તો ય પેલો એને ફટકારે. હું તો આ દૃશ્ય જોઇને કમકમી ઊઠ્યો. પછી તો બંને બાથંબાથા અને મારંમારા કરતાં ચાલ્યાં ગયાં.

## (૨) સારંગપુર (અમદાવાદ) ની એક બાળા.

એક બાળાના પ્રેતાત્માને પૂછતાં તેની સાથે નીચે પ્રમાણે વાત થઈ. મેં તેને પૂછ્યું: 'તારી આ દશા થવાનું કારણ અને તારૂં નામ, ઠામ બતાવ.'

તે કહે: 'મારૂં નામ......હતું. મારા બાપ ગુજરી ગયા હતા, મારી મા છે. મારી ઉંમર ૧૬ વર્ષની છે, જાતે વાણિયા છું. સારંગપુરમાં ......પોળમાં હું રહું છું. મારી પડોશમાં એક ૧૮–૨૦ વર્ષનો અમારી જ્ઞાતિનો છોકરો રહેતો હતો. તેની સાથે મારે સ્નેહ-સંબંધ થતાં શરીર સંબંધ વધ્યો. મારી બા બહાર જાય એટલે એ મને મળતો. તેનાથી હું ગર્ભવતી બની. હું હતી તો કુંવારી. ૩–૪ મહિને મારી બાએ મને ખૂબ મારી. એને વહેમ તો પડેલો જ પરંતુ પાકી ખાત્રી એને જ્યારે થઈ ત્યારે મને અંદર ઓરડામાં લઈ જઈ મારી પાસેથી વાત કઢાવવા માંડી. મેં એ છોકરાનું નામ આપ્યું નહીં. મારી બાએ પછી પોતાની બેનપણીને તેડાવી અને

મારું શરીર તપાસ્યું. પછી તો સવાર–સાંજ એ મને ઉકાળા પાવા લાગી. એક દિવસે મને તાવ આવ્યો ને ત્રીજે દિવસે પાછો એ ઉકાળો મારે પરાણે લેવો પડ્યો. મારા પેટમાં ખૂબ ચૂંક આવવા લાગી, એ વેદનામાં જ હું મરી ગઈ. હું તો તમને ઓળખું છું.'

તે પ્રથમ તો રડી અને પછી તરત જ હસવા ને કૂદવા લાગી.

મેં તેને કહ્યું: 'ચાલ મારી સાથે મારી કોટડીએ.'

નદીની રેતમાં મેં આ પ્રયોગ કરેલો. તે મારી પાછળ આવવા લાગી. એની છાયા જમીનથી અધ્ધર ચાલતી હતી. ચાલતાં ચાલતાં હું તેની સાથે વાતો કરતો હતો. ઓરડી ઉઘાડી હું અંદર ગયો ને મેં તેને કહ્યું કે તું આવ. તે આવી પરંતુ અંદર આવતાં જ બહાર નાઠી ને બોલી: 'તમે તો મને અહીં બાળી મૂકવા લાવ્યા છો. મારાથી હવે અંદર નહીં અવાય.'

હું સમજી ગયો. મારી ઓરડીમાં પૂજાસ્થાને ગાયત્રી દેવી અને બીજી મૂર્તિઓ હતી. તે પછી હું બહાર ઓસરીમાં ઊભો રહ્યો ને કહ્યું કે તું મારા શરીરમાં આવ.

તે કહે: 'એમ તો કેવી રીતે આવું? તમારા શરીરમાં હું આવું તો બળી મરું!

મેં કહ્યું: 'તું નાચ અને ગા.'

તે તો ખરેખર નાચવા લાગી અને ગાવા લાગી. તેની છાયા નગ્ન રૂપે હતી. મેં એને બીજી પણ ઘણી ઘણી વાતો પૂછી. મેં તેને કહ્યું: 'તારે કાંઇ જોઇએ?'

તે કહે: 'હું રોજ અહીં આવીશ. મારી સાથે વાતો કરશો?

તે ઘણા વખત સુધી વખતોવખત એ મારે ત્યાં આવતી. સારંગપુરમાં ગેટની પાસે જે પીપળો છે ત્યાં જ તેણે પોતાનું

રહેઠાણ બતાવેલું. આ વાત બન્યા પછી મેં એ પોળમાં જઇને તપાસ કરી હતી કે કોઇ ૧૬ વર્ષની છોકરી મરી ગઈ છે તેનું નામ શું? વળી તેના બાપ અને માતાની વિગત પણ પૂછતાં પૂછતાં મળી ગઈ. એ વડીલોનાં નામ મારે અત્રે ન લખવાં જોઇએ.

## (૩) ઓરમાન માતાનું ભૂત.

શાહીબાગ પોલીસ હેડક્વાર્ટરની બાજુમાં દરિયાખાનનો મોટો પ્રાચીન ઘુમ્મટ છે. ત્યાં રોજ તો ઠીક પરંતુ ગુરુવારના દિવસે તો કેટલાંય સ્ત્રી–પુરુષો ત્યાં ધૂણે છે. હિન્દુ, મુસલમાન, પારસી વગેરે બધી કોમની સ્ત્રીઓને મેં કલાકો સુધી ધૂણતી જોઈ છે. કેટલાક લોકો આ વસ્તુને ઢોંગ માને છે; પરંતુ જેમના શરીરમાં વળગાડ હોય છે તેમની દશા ખૂબ જ દયાજનક છે, તેઓ ઘણું દુઃખ અનુભવે છે. ધૂણતી વખતે જોયું હોય તો જણાય કે ધૂણવું એ માણસની શક્તિ બહારનું કામ છે. એમનું શરીર પરાધીન હોવાથી તેઓને પોતાનું ભાન હોતું જ નથી.

એક વખતે ત્યાં એક અઢાર વર્ષની યુવતી ધૂણતી હતી. તે વખતે હું ત્યાં ઊભો હતો. એ બાઇની મા અને બીજા બે પુરુષો પણ એની સાથે આવેલા હતા. તેઓ પણ ત્યાં જ બેઠેલા હતા. એ બાઈ મેટ્રિક સુધી ભણેલી હતી. પ્રથમ તો એ યુવતી લગભગ કલાક સુધી ધૂણતી જ રહી અને પછી એ નાચતી, કૂદતી, રડતી, હસતી અને જોરજોરથી બરાડા પાડીને જેમ તેમ બોલવા લાગતી હતી. અંતે એકદમ દોડીને ચાર પાંચ ફૂટ ઊંચા ઓટલા ઉપરથી પછાડ ખાઇને એ પડી અને બેભાન બની ગઈ. એને કશી ઈજા થઈ ન હતી. દશેક મિનિટ બાદ હોશમાં આવી એણે પાણી પીધું. મેં એ બાઈના વિષે એની માને પૂછેલું કે કેટલા વખતથી આ આમ કરે છે.

તે કહે: 'ત્રણ મહિનાથી આમ ચાલે છે. ઘરમાંય આમ કરે છે. અમે તો હેરાન હેરાન થઈ ગયાં છીએ. આના શરીરમાં એની ઓરમાન માતાનું ભૂત એની આ દુર્દશા કરી રહેલ છે. અમે પીરાણે પણ જઈ આવ્યા છીએ. એની પાછળ ઘણા પૈસા બરબાદ કર્યા પરંતુ હજુ કાંઇ પત્તો ખાતો નથી. આપ કાંઇ જાણો છો? જાણતા હો તો બતાવો ભાઇસાહેબ.'

એની માતા રડી પડી ને ઉપરનું બધું કહ્યું. વળી તેણે આગળ જણાવ્યું: 'અહીંનો મુંજાવર પુજારી છે (એટલે દરિયાખાન-ની દરગાહ પર જે રહે છે તે) તે કહે છે કે ત્રણ રાત આ બાઇને અહીં રાખો. અમે એ વિચારમાં છીએ કે શું કરવું? લોકો કહે છે કે આ ઢોંગ છે; પણ આને ધતિંગ તે કેમ કહેવાય? આ મારી ભણેલી દીકરીને ઢોંગ કરવાનું કશું જ કારણ નથી. સુધરેલા લોકો તો નથી માનતા પણ એ લોકો, જો સુધરેલા ડૉકટરો દ્વારા પણ એનો આ રોગ મટાડી એની માનસિક કે શારીરિક શાન્તિનો અચૂક ઉપાય અજમાવતા કેમ નથી? આ છોકરીનો વર, સસરો વગેરે પોતાને સુધરેલા ગણાવે છે. અમે પૈસા ખર્ચીએ છતાં તેઓ એમના સુધરેલા ઉપાયો પણ અજમાવવાની ફરજ અદા કરી આનું દુઃખ–દર્દ મટાડતા નથી.

એ બાઈ સાવધ દશામાં આવી ત્યારે મેં એને પૂછ્યું: 'બેન! તમારા શરીરમાં એ પ્રેત જ્યારે આવે છે ત્યારે તમને તે પહેલાં શું થાય છે?'

તે કહે: 'એ વખતે મને કશું જ સમજાતું નથી. મારૂં શરીર એકદમ ભારે થઈ જાય છે, તે બાદ મને ભાન રહેતું નથી.'

તે બેને મારી સાથે આ પ્રમાણે વાત કરેલી. આવી રીતે

પ્રેતો દ્વારા પીડાતાં અને ત્રાસ ભોગવતાં તો મેં સેંકડોને જોયાં છે, અને હાલમાં પણ જોઈ રહ્યો છું. મને આ બધું સત્ય લાગ્યું છે; કારણ કે મને એવા સત્ય અનુભવો થયા છે.

## (૪) જીન્નાતનો અનુભવ.

શામળાની પોળમાં મારા એક સ્નેહીના ભાણેજ કાળીદાસ જેની ઉંમર ૨૦–૨૨ વર્ષની હતી તે લગ્ન પ્રસંગે બહારગામ ગયેલો. તે ગામની બહાર તળાવને કાંઠે એક પીંપળાના ઝાડ તળે પોતાના ભાઇબંધ સાથે ફરવા ગયેલો ત્યાં એનાથી કાંઇક દુષ્કૃત્ય થઈ ગયેલું હોવાથી એના શરીરમાં એક જીન્નાતે પ્રવેશ કર્યો અને હા...હા...હા કરતો, બરાડા પાડતો, બબ્બે–ચાર–ચાર માણસો ઝાલે તો પણ તે તમામને હડસેલી કાઢતો. તે મોટા મોટા ડોળા કાઢતો ને બૂમ–બરાડા પાડતો. એની આ દશાથી એના ભાઇ વગેરે ઘરના બધા ગભરાયા. બે વરસ ઉપર એ પરણ્યો હતો એની બૈરી રડે ને કલ્પાંત કરે. આ લોકોએ પોતાનાથી બનતા બધા ઉપચારો કર્યા. એક ભુવાને બોલાવી લાવ્યા. તે ભુવાએ કહ્યું કે તમે મને રૂા. પચ્ચુ આપો તો હું કાઢું. એ લોકો અડધા પહેલાં અને અડધા પછી આપવાને કબુલ થયા; પરંતુ મારા સ્નેહીએ એ છોકરાના ભાઇને કહ્યું કે તમે પંડિતજીને બોલાવી લાવો. હું તો સ્કૂલમાં હતો. એનો ભાઈ મને તેડવા આવ્યો અને કહેવા લાગ્યો કે આપ જલદી મારી સાથે ચાલો. હું ચાર વાગે ગયો. તેની સ્થિતિ જોઈ. મારે તો પ્રતિજ્ઞા હતી. હું તે તોડવા માગતો ન હતો. એ છોકરાને ૨–૩ જણ ઝાલી રહેલા હતા. એનો ચહેરો વિકરાળ હતો. તે મોઢું ફાડી દરેકને બચકાં ભરતો ને તોફાન કરતો હતો.

મેં કહ્યું કે હું કાંઇ કરી જાણતો નથી; પણ તમે મારા મિત્રને શાહપુરમાંથી બોલાવી લાવો. એક પૈસાનો ખર્ચ તમારે થશે નહિ અને એ જીન્નાતને કાઢશે ને છોકરો સારો થઈ જશે.

મેં તરત ચિઠ્ઠી લખી આપી. સાત વાગે મારા મિત્ર આવી પહોંચ્યા. એમણે તો તત્કાળ પ્રયોગ કર્યો ને તેના શરીરમાંના જીન્નને કબજે કર્યો. પેલા રૂા. ૫૧) માંગનાર ભુવાને આ ખબર પડી. તેણે કહેવડાવ્યું કે આ છોકરો એ રાત હવે કાઢે તેમ નથી. વાણિયાભાઇ તો બીકણ પણ મેં કહ્યું કે તમે રૂા. ૨૧) આપ્યા છે તો ભલે પરંતુ હવે એક પાઈ આપશો નહીં. આને કશું જ થવાનું નથી.

તે જ દિવસથી એ છોકરો તદ્દન સારો થઈ ગયો. શું આ ઢોંગ હતો ? મેં નજરે જોયેલી આ સત્ય હકીકત છે. એના શરીરમાં જીન્ન હતો. જો કોઈ બરાબર પહોંચેલો કાઢનાર ન મળત તો એના દેહની હાનિ હતી.

## (૫) વનિતા વિશ્રામવાળી એક બ્રહ્મક્ષત્રિય બાળા.

વનિતા વિશ્રામમાં અભ્યાસ કરતી ૧૮ વર્ષની એક બ્રહ્મક્ષત્રિય બાળા (મૃદુલાની બેન) એકદમ વર્ગમાંથી નાઠી ને મારા વર્ગ આગળ આવતાં જ રસ્તામાં બેભાન બનીને પડી. લોકો ભેગા થઈ ગયા. હું સાતમા ધોરણમાં વિજ્ઞાન લઈ રહ્યો હતો. હેડમાસ્ટરે એક છોકરીને મોકલી મને બોલાવ્યો. અમે બધા ત્યાં ગયા. શ્રી સૂર્યકાન્તા દીવાન અને મેં તથા હેડમાસ્ટરે એને ઊંચકીને મહાદેવની અંદર ઓટલા પર લઈ ગયા. લોકોની ભીડ અંદર દાખલ ન થાય તે વાસ્તે બારણાં વાસ્યાં. વનિતા વિશ્રામના શિક્ષકો પણ આવી પહોંચ્યા. કોઈ પાણી છાંટે તો કોઇ હાથ–પગ દબાવવા લાગ્યા. તે છોકરીને ૩–૪ જણા ઝાલી રહ્યા હતા છતાં તે જોર કરીને શરીર મરડી નાખતી હતી. કોઈ કહે કે હિસ્ટીરિયા છે, વાયુ છે; પણ એ બધાય ભૂલમાં હતા. એક જણ ડોકટરને બોલાવી લાવ્યો. કોઈ વળી એની માતા અને બેનને બોલાવી લાવ્યા. મેં હેડમાસ્ટરને કહ્યું કે સાહેબ, આ બધા ઊંધા ઉપચારો છે. તે મારા ભણી જોઈ

રહ્યા: હું પાસેજ ઊભો હતો. મેં બીજા કોઈ ક્રોસ પ્રયોગ કર્યો એ બાળાએ બોલવા માંડ્યું ને ડૉક્ટરને એણે એક તમાચો ચોડી દીધો. અને 'યૂ ડેમ' કહી જવા માંડી. ફિયર! ફિયર!! આ બધા મને મારી નાખે છે. ફિયર! ફિયર!!'—આમ બોલવા લાગી. મેં માસ્તરને કહ્યું: 'કેન સાહેબ! આ શું છે?' આ બધું માસ્તરે અનુભવવા છતાં એ બધા અંગ્રેજો મારી વાત માનવાનાં ન હતાં. મારે પણ આ બાબતમાં કોઈને કશું જણાવવું ન હતું. મને તો મારો અનુભવ સત્ય લાગતો હતો. બે કલાક સુધી આ ધમાલ ચાલી. કોઈ ડુંગળી સૂંઘાડે અને કોઈ ઍમોનિયા સૂંઘાડે! મારી નિશાળની બીજી શિક્ષિકાઓ પણ ત્યાં હતી. સાડા અગિયાર વાગ્યા. અંતે એ છોકરીમાં જે પ્રેત હતો તે જતો રહ્યો ને એ બાળા એની માતા, બેન સાથે ઘેર ગઈ. એની બેને પોતાની માતાને મારી બાબત વાત કરી. બીજે દિવસે એની બા મને કરગરીને કહેવા લાગી: 'આપ એના માટે કાંઈક કરી આપો. એને એવું હમણાં કેટલાય દિવસથી થાય છે.'

મેં કહ્યું: 'હું એ બાબતમાં કાંઈ પણ કરી શકું તેમ નથી; છતાં શાહપુરમાં મારા એક સ્નેહી છે તેમને બતાવવાથી મટી જશે.'

અંતે એમજ થયું. એના શરીરમાં આવીને જે પ્રેત પીડતો હતો તે કબજે કરવામાં આવ્યો અને એજ દિનથી એ બાળા સારી થઈ ગઈ.

મેં એજ રાતે એ પ્રેતને આકર્ષ્યો અને એ કોણ હતું તે જાણ્યું, પીડવાનું કારણ પણ જાણી લીધું. એ વાત મોઘમ રહે એજ સારી.

### (૬) ચુસ્ત વૈષ્ણવધર્મી શકુન્તલા નગીનદાસ.

અમારી આર. સી. ગર્લ્સ સ્કૂલ—ખાડીઆમાં શકુન્તલા નામે

ચૌદ વર્ષની એક બાળા હતી. વર્ગમાં ઘણી વખત એ બેઠે બેઠે જ બેભાન બની જતી. શિક્ષિકાઓ ભેગી થઈ એને ઝાલતી અને ડુંગળી વગેરે સૂંઘાડી ઉપચારો કરતી.

એક દિવસે એ બેભાન બની. હું, હેડમાસ્ટર અને બીજા બધા ભેગા થઈ ગયા. મેં કહ્યું: 'એ વાયુ–ઉન્માદ નથી.' પાણી મંગાવી મેં પ્રયોગ કર્યો. તરત જ તેને ઝાલી રાખનાર બહેનોને તે ફાવે તેમ બોલવા લાગી. મેં કહ્યું: 'બોલ તું કોણ છે?'

તે બોલી: 'હું.....છું, જાતે જૈન છું.'

મેં કહ્યું: 'તું જૈન છે તો તને જૈનધર્મ સંબંધી કાંઈ આવડે છે, બોલ જોઈએ.'

તે તો સપાટાબંધ નવતત્ત્વની ગાથા કંઠસ્થ હોય એમ બોલવા લાગી.

મેં કહ્યું: 'તું આ બાળાના શરીરમાં શું કામ આવે છે?'

તે કહે: 'મારે એને ભણવા દેવી નથી. હું એને મારી સાથે રાખીશ. હું તો એની સાથે જ રહું છું.'

મેં હેડમાસ્ટરને કહી એ છોકરીઓ મારફતે એનાં માબાપને તેડાવ્યાં. તે આવ્યાં. મેં એની માતાને વાત કરી. તે કહે કે વાત સાચી છે. એ ભોયણી ગામે ગઈ હતી. ત્યાંથી એક બાઈ જેને અમે જાણીએ છીએ તે આના શરીરમાં દાખલ થઈ છે. આપ કોઈ ઉપાય બતાવો. આપ મારે ઘેર પધારો.

હું એમને ત્યાં ગયો. મેં મારા સ્નેહીને બોલાવી બાળા માટે યોગ્ય કરવાનું કહ્યું. સાંજનો સમય નક્કી કરવામાં આવ્યો. ફરીથી મારા મિત્રને બોલાવી લીધા, અને યોગ્ય કરી આપ્યું.

આ બાળાને જૈનધર્મનું કાંઈ પણ જ્ઞાન નહીં છતાં જ્યારે એના શરીરમાં પેલી બાઈનું પ્રેત દાખલ થાય ત્યારે એ જૈનધર્મનાં બધાં સૂત્રો બોલવા લાગતી. આનાથી વધુ સચોટ પ્રમાણ પ્રેતાત્માઓ વિષે શું જોઈએ? શ્રી નગીનદાસભાઈએ શ્રેયસ્સાધક અધિકારી વર્ગ સંબંધી ઘણી વાતો કરી અને પ્રેતાવાહન વિષેનાં બે અંગ્રેજી પુસ્તકો પણ તેમણે મને આપ્યાં. મને તે લાભદાયી નીવડ્યાં. મારે તો ગૈબી સૃષ્ટિ સંબંધી ઘણું જાણવાની ઈચ્છા હતી. અચાનક મુંબઈથી પ્રકટ થતું "કિસ્મત" નામનું માસિક મારા હાથમાં આવ્યું. મને તે ગમ્યું. એમાં ધર્મશાસ્ત્ર અને વિજ્ઞાનની દૃષ્ટિએ પ્રેતાત્મવિદ્યા વિષે લખાણ જોવામાં આવ્યું. વળી ઘણા દાખલાઓ પણ તેમાં સચિત્ર પ્રસિદ્ધ થયેલા મળી આવ્યા. આ માસિકે મને મારા સંસોધનકાર્યમાં ખૂબ મદદ કરી છે. હું મારી મેળે જ ગુપ્ત રીતે આ પ્રમાણે વાંચન, મનન, અને સાહસભર્યાં કાર્યો દ્વારા અનુભવની દુનિયામાં મારા લક્ષ્ય ભણી આગળ વધવા લાગ્યો. મારા માટે પ્રેતો સાથે વાતો કરવી એ તો પછી રમત વાત થઈ ગઈ! જ્યારે કોઈ પણ વસ્તુ વાસ્તે તીવ્ર જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે તો તે વસ્તુ પ્રાપ્ત થતાં વાર લાગતી નથી.

## (૭) જસલી ભંગિયણ.

આજે સ્કૂલમાં રજા હતી. હું મારા સ્નેહીને ત્યાં મળવા ગયો હતો. બપોરના અગિયાર વાગ્યા હશે. એક બ્રાહ્મણની છોકરી જાજરૂ જવા ગઈ હતી. એ ગઈ ત્યારે તે તંદુરસ્ત બીનકેફ હાલતમાં હતી; પરંતુ જાજરૂ જઈને આવ્યા બાદ પોળમાં પેસતાં જ નાચવા ને કૂદવા લાગી. વાઘરણોની માફક તે નાચે અને લહેકા કરી કરીને ગાય. પોળનાં બૈરાં ભેગાં થઈ ગયાં. હું અને મારા મિત્રો એક પાટ ઉપર ૩–૪ જણ બેઠા હતા. અમારા બધાનું ધ્યાન તે તરફ ગયું. એ છોકરીની બા બોલી કે બચુ! આમ કેમ કરે છે?

ચોવીસ વર્ષના એક યુવાન માણસના શરીરમાં ચાર પ્રેતો આવીને પીડતાં હતાં. માતા–પિતા અને પત્ની એ ભાઈ માટે જીવ બાળતાં. અનેક અચૂક ઉપચારો કર્યા છતાં કાંઈ ફાયદો થયો નહીં. ડૉક્ટરોને બતાવ્યું એટલે કહે: 'દવા કરો. બીજા બધા વહેમ રાખશો નહીં. ભુવા–ભોપાળામાં પૈસા બગાડશો નહીં.' જેમ જેમ દવા કરવામાં આવે તેમ તેમ એ વધારે હેરાન થાય. પાંચ છ માસ સુધી આમ ચાલ્યું. ઘણા પૈસા બરબાદ કર્યા. કેટલેક ઠેકાણેય લઈ ગયા. કેટલાક ભુવા તથા મૌલવીઓનેય બતાવ્યું પરંતુ એ ભાઈના શરીરમાંથી પ્રેતો નીકળ્યાં નહીં. એક ભુવાએ પોતાનામાં જેટલી તાકાત હતી તે બધી અજમાવી; પણ બનતું એવું કે પ્રયોગ દ્વારા જ્યારે ભુવો પેલા શરીરસ્થ પ્રેતને બોલાવે ત્યારે એ ભૂત આવે ને બોલે. ભુઓ પૂછે કે બોલ તું કોણ છે? ત્યારે તે પોતાનું ખરૂં નામ ન બતાવે અને બીજાનું જ બતાવે. જ્યારે ભુઓ શરીરમાંથી એને નીકળી જવાનું કહે ત્યારે એ પ્રેત કહે કે હું તો ચાલ્યો જાઉં પણ બીજા ત્રણ છે તેનું કેમ? ભુઓ કહે કે તું તો જા, બીજાઓને હું કબજે કરીશ. એ પ્રેત ચાલ્યો જાય ત્યારે ભુઓ બીજાને બોલાવે. એ પ્રેત આવે ત્યારે પહેલાએ પોતાનું જે નામ–ઠામ બતાવેલું તેજ નામ–ઠામ કહે. ભુઓ કહે કે 'તું તો હમણાં આવી ગયો, ફરી કેમ આવ્યો? તે કહે: 'હું તો આવ્યો જ નથી.'

ભુઓ કહે: 'હમણાં આવ્યો તે કોણ હતું?'

તે કહે: 'એ તો મારી બૈરી હતી. મારૂં નામ આપીને તમને એ છેતરી ગઈ!'

આવાં જૂઠાણાંથી ભુઓ અકળાયો, મૂઝાયો અને ભારે વિચારમાં પડ્યો. ખરી વાત તો એ હતી કે એમ ભુવામાં આવાં તોફાની પ્રેતોને કબજે કરી કાઢવાની શક્તિ જ ન હતી. બાવીસ

રૂપીઆ એ લઇ ગયો અને પ્રેતો તો એમને એમ જ રહ્યાં! પરિણામે એ માણસ મરી ગયો. એ ચાર પ્રેતો સાથે પાંચમો પ્રેત એ ભળ્યો!

હવે મેં એ પાંચે પ્રેતોના ટોળાને એકી સાથે જોયેલાં ને વાત કરેલી. એ પાંચે એક જ કુટુંબની વ્યક્તિઓ હતી. મેં કહ્યું: 'તમે આ માણસને લઈ આવ્યા તો તેની બિચારી વીસ વર્ષની જુવાનજોધ બૈરીને વિધવા બનાવતાં તમારો જીવ કેમ ચાલ્યો?' વચમાં જ એક સ્ત્રી બોલી: 'એને પણ લઈ આવીશું.'

મેં કહ્યું: 'એથી તમને શો ફાયદો? પોતાનાં કુકર્મો વડે તો તમને આ દશા મળી છે છતાંય આવાં ઘોર પાપો શું કામ કરો છો? તમને તમારાં કરેલાં પાપો માટે પસ્તાવો થવો જોઇએ. મારે તમારી પાસેથી કશોજ સ્વાર્થ સાધવો નથી. હું તો તમને તમારા ભલા માટે કહું છું. તમે તમારાં કરેલાં કર્મો ભોગવી લો અને હવે આવાં પાપો ન કરો તો તમારી આ દશામાંથી મુક્તિ અને અવશ્ય સુખી થશો.'

મારા મનમાં થયું કે એમનામાં કેટલી શક્તિ છે ને કેટલું જ્ઞાન છે તે તો જરા જાણું! તેથી મેં તેમને કહ્યું: 'તમે જાણી શકો છો કે આ પ્રેતની વિધવા બાઈ અત્યારે કેવી દશામાં છે? તે ક્યાં સૂતી છે? જમીન ઉપર કે ખાટલામાં? જાગે છે કે ઊંઘી ગઇ છે?'

એમાંના એકે કહ્યું: 'અમને અત્યારે એ બધી ખબર નથી. અમે ત્યાં જઇને જોઈ આવીએ ત્યારે જ તે ખબર પડે.'

મેં કહ્યું: 'જાઓ, જોઈ આવો. તમારામાંથી એક જણ જાઓ.'
તે કહે: 'ના, અમે બધાં જઇશું.'
મેં કહ્યું: 'ક્યારે કેટલીવારમાં આવશો?'

તે કહે : 'હમણાં થોડી જ વારમાં.'

હું તો બેસી રહ્યો. એ અદૃશ્ય થઈ ગયાં. રાતના સાડા ત્રણ થયા હતા. આ બનાવ નદીના પટ પર બનેલો. હું વિચાર કરી રહ્યો હતો કે આ કેવા ચિત્રવિચિત્ર અનુભવો થઈ રહ્યા છે! મારી આ વાત કોઈ સાચી માને ખરૂં? સત્ય માને પણ શી રીતે? આ પ્રેતોને માટે મારે શું કરવું? એમને પાપ કરતાં કેવી રીતે અટકાવવા? અત્યાર સુધી હું જગતને ઉપદેશ આપતો હતો, હવે તો આવાં પ્રેતોને જ બોધ આપવો. એ બિચારાઓની કેવી રીતે સદ્‌ગતિ થાય એ વિચારમાં હું પંદર મિનિટ ત્યાં બેસી રહ્યો.

એ પાંચે પ્રેતોનું ટોળું પાછું આવ્યું. એમાંની સ્ત્રી પ્રેત બોલી: 'એ બાઈ ભોંય ઉપર ગાદલામાં પોતાની ૭ માસની છોકરીને પડખામાં લઈને સૂતી છે.'

મેં કહ્યું: 'એ બિચારીની કેવી દયાજનક દશા છે! બોલો, તમે એ બાઈને પીડશો? સતાવશો??'

એ બધાં આક્રંદન કરવા લાગ્યાં ને કૂદવા લાગ્યાં! મેં કહ્યું: 'જુઓ, તમોને હું કરગરીને કહું છું કે એ બાઈને જરાયે પજવશો નહીં. એને તો શું પણ કોઈને ય પીડશો નહીં.'

સ્ત્રી પ્રેત બોલી: 'તમારી પાસે એવું શું છે કે તમને બીક લાગતી નથી અને અમારી સાથે આમ ઉઘાડા બોલાવીને વાત કરો છો?'

મેં કહ્યું: 'મને મૃત્યુનો ભય નથી એટલે કોનો ડર લાગે?'

હું ત્યાંથી મારા ઘર ભણી ચાલ્યો. એ બધા મારી પાછળ ઘરના આગળની આંબલીના ઝાડ સુધી આવ્યા અને અદૃશ્ય થઇ ગયા!

---

# પીર સાહેબની સવારી

**૨૮ ડિસેમ્બરની** રાતે હું બહાર ગયેલો ત્યારે સરખેજ ભણીથી ૩૦–૪૦ માણસો જેમાં સ્ત્રીઓ પણ હતી એવું એક ટોળું મને આવતું દેખાયું. આગળ ઢોલ–ત્રાંસાં વગાડનારા હતા. ઢોલકી અને ત્રાંસાંનો અવાજ સ્પષ્ટ સંભળાતો હતો. જેમ તાબૂતની આગળ ઢોલ, શરણાઈ, વાજાં વગાડતા લોકો ચાલે છે તેવો તે દેખાવ હતો. ત્રણ મશાલો પણ બળતી હતી. મોટાં મોટાં ત્રણ નિશાન હતાં. મને લાગ્યું કે અત્યારે રાતના ત્રણ વાગ્યા છે અને આ જુલૂસ આમ ક્યાં જાય છે? અને કદી જાય તો સડક પર થઈને જાય પરંતુ આ તો ખેતરોમાં થઈને મોટી મોટી થુવેરની વાડોને ઓળંગતા ચાલ્યા આવે છે! પાલડીના દક્ષિણ વિભાગના ઝાંપે જૂના જમાનાની પત્થરની એક મસ્જિદ છે તેની બાજુમાં હું ઉભો રહ્યો અને એ આવતા સરઘસને જોઇ રહ્યો. શહેરમાં ઘણી વખત આવી રીતે મુસલમાનો નીકળે છે પણ અત્યારે રાતના સમયે આ શું હશે એનો મને અચંબો થયો હતો. જિજ્ઞાસા પણ સતેજ થઈ હતી. એટલામાં એ ટોળું મારી નજીકમાં એટલે પચીસ પગલાં છેટેથી જમીનથી પંદરેક ફૂટ ઊંચે હવામાંથી પસાર થયું. મેં કાળી કાંબળ ઓઢેલી હતી. ત્યાં જ ઊભે ઊભે મસ્તક નમાવી મેં સલામ કરી; કારણ કે મને ખાતરી થઈ ગયેલી કે આ સાધારણ માણસો નથી, અને વળી તેમની રીતભાત માણસો જેવી પણ ન

હતી. એમની ચાલ વેગવાળી હતી. લોબાન, અગરબત્તીની સુગંધ એટલી બધી તીવ્ર હતી કે જાણે મારી પાસે જ કોઈ ધૂપ કરી રહેલ છે! મને એ જુલૂસની નજીકમાં જવાની ઇચ્છા થઈ. હું પાંચ પગલાં આગળ વધ્યો. એમાંથી કેટલાકનું લક્ષ મારા ભાગી દોરાયું એમ મને લાગ્યું; કારણ કે એ પ્રેત છાયા મારા ભણી આવીને દૂરથી પોતાના હાથ ઊંચા કરી જાણે મને થોભી જવા અથવા આવવાની મના કરતી હોય તેમ તેણે કર્યું. મેં બહુ જ વિનમ્રભાવે પૂછ્યું : 'આપ સર્વે કોણ છો એ હું જાણવા માગું છું.'

તેમણે જવાબ આપ્યો : 'તુમ બડે નસીબદાર હો. યહ તો બડે પીર સાહબકી સવારી હૈ, શાહ આલમકે રોજે જા રહી હૈ.' અવાજ ભારે પણ સ્પષ્ટ હતો. મેં નમીને સલામ કરતાં કહ્યું : 'ક્યા મૈં સાથમેં આ સકતા હૂં?' સામેથી જવાબ મળ્યો : 'તુમ હમારે સાથ ચલનેકી તાકત રખતે હો તો આઓ પીછે પીછે.'

એમની ગતિ તો બહુ જ ઝડપી હતી અને રસ્તા વગર જ વાડો પર થઈ સીધા જ આકાશ માર્ગે જ પસાર થતા હતા. હું જોતો રહ્યો ત્યાં તો એ બધા ૩–૪ ખેતરવા પસાર કરી ગયા. આ બધું એ મિનિટમાં જ બની ગયું. હું દિઙ્મૂઢ બની જોઈ જ રહ્યો. એમની પાછળ જઈ શકવાની મારામાં શક્તિ ન હતી. કદાચ હું દોડું તોપણ મોટી ગંજાવર વાડોને શી રીતે ઓળંગવી? હવે મને ઘણા ઘણા વિચારો આવવા લાગ્યા. જેમ મેં આ જોયું તેમ શું બીજા આ પાલડી ગામના કે અન્ય સોસાયટીના લોકો એમને નહીં જોતા હોય? ઊંઘમાં પડેલા ન જુએ પણ ભૈયા, પડાણો, ચોકીદારો, પગીઓ કે પહેરાવાળાઓ શું આ નહીં જોતા હોય? આ ત્રાંસાં ને ઢોલનો અવાજ શું એમના કાને નહીં પડતો હોય? આજનો મારો આ અનુભવ મારે માટે બહુ જ વિચિત્ર અજાયબી-ભર્યો હતો. શું લોકો મારા આ અનુભવને સાચો માનશે ખરા?

દશ મિનિટથી વધારે હું ત્યાં જ ઊભો ઊભો જોઈ રહ્યો. ગામની ભાગોળે કૂતરા ખૂબ જોરથી ભસતા હતા. મને થયું કે શું આ દૃશ્ય કૂતરાઓ જોઈ શકતા હશે?

એટલામાં પાલડીની ભાગોળે નદી તરફથી આવતા મોટા રસ્તા પર બે ઘોડેસ્વાર મેં જોયા. બંને બીડી પીતા હતા; કારણ કે બીડીની ચમક દેખાતી હતી. મને લાગ્યું કે એ પોલીસો છે અને રોન ફરવા નીકળેલા છે. મારી ધારણા સાચી હતી. એ પોલીસો જ હતા. હું તત્કાળ ખાડામાં બેસી ગયો; કારણ કે મને લાગ્યું કે એ મને ટોકશે, મારી વાત સાચી નહીં માને અને ઉલટું મને ચોર સમજીને ગાયકવાડની હવેલીએ લઈ જશે. પ્રભાતમાં ખુલાસો થતાં હું છૂટીશ પણ અત્યારે તો હેરાન હેરાન થઇ જઈશ. હું આવા વિચારો કરૂં છું ત્યાં તો તેઓ ધીમે ધીમે મારી નજીકમાંથી જ આગળ નીકળી ગયા. મારા મનમાં થયું કે ભૂત–પ્રેતોની તો મને બીક નથી લાગતી; પણ આ જીવતા જાગતા ભૂતોની બીક અવશ્ય લાગે છે. તે પછી હું મારી ઓરડીએ આવી ગયો અને આજના અજાયબીભર્યા અનુભવ ઉપર વિચાર કરતો ચાર વાગે સૂઈ ગયો.

જેમ મનુષ્ય સૃષ્ટિમાં ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠના ભેદો છે અને વળી તેમાંય જેમ ઘણા પેટા વિભાગો છે તેમ પરલોકસૃષ્ટિમાં વિચરતા સૂક્ષ્મ શરીરી જીવાત્માઓમાં ભૂત–પ્રેત ઉપરાંત ઉત્તમ કોટીના પીર, ઓલિયા, બ્રહ્મરાક્ષસ, જીન, બીર વગેરે દેવલોકના જીવો પણ હોય છે. ભૂલોકના નશ્વર પદાર્થો સ્ત્રી, પુત્ર, મકાન, દુકાન, સંપત્તિ, વિલાસ, નાચગાન–રાગરાગ, ખાનપાન પર પ્રીતિ–આસક્તિ ધરાવતાં હલકાં ભૂત–પ્રેતો કરતાં એ દૈવી સૂક્ષ્મ જીવોનો સ્વભાવ, રીતભાત, વાતચીત વગેરે ઘણાં ઉન્નત અને કલ્યાણકારી હોય છે. આવા દૈવી, પરોપકારપ્રેમી, ઈશ્વરનિષ્ઠ, કર્તવ્યનિષ્ઠ,

ચારિત્ર્યશીલ પરલોકગત જીવાત્માઓ હલકી વાસનાઓને આધીન ભૂતપ્રેતોને કે તોફાની દુર્ગુણી જીન્નાતો અથવા બ્રહ્મરાક્ષસો પર શાસન પણ ચલાવી શકે છે. એમનાથી રીબાતા જીવિત મનુષ્યોને શાન્તિ બક્ષી શકે છે. કેટલાક પીર–ઓલિયાઓને પરિચય પાછળથી મને થયો છે. એમની મારા પર ખૂબ કૃપા છે. એ બધા બહુ જ શાંત, ગંભીર અને પ્રસન્ન મુખમુદ્રાવાળા મને જણાયા છે. વાસી ટૂકડા માટે લલચાઈ જનારાં હલકાં ભૂત–પ્રેતોના સપાટામાંથી માણસોને તેઓ બચાવી લે છે અને પૂર્વનાં ઋણાનુબંધ હોય તો માર્ગદર્શન પણ આપે છે. સંક્ષેપમાં એજ કે મનુષ્યસૃષ્ટિની માફક જ સૂક્ષ્મ સૃષ્ટિમાં પણ સારા–નરસાના ભેદો વિદ્યમાન છે. સત્કર્મો દ્વારા મનનો સતત સાચો વિકાસ થાય તોજ ઉત્તમ શ્રેણીમાં માનવની ગણત્રી થાય છે. આ નિયમ આ લોક અને પરલોક બંનેને લાગુ પડે છે. ભાગ્યશાળી એજ જીવાત્માઓ છે કે જેઓ પ્રભુના પંથે પ્રસ્થાન કરી ચૂકયા છે, કરી રહ્યા છે અને નિરંતર પરોપકારરત છે.

---

શોધ નક્કર હોય તો તે એક છે ચક્કર તણી,
મોટર, સિનેમા, રેલવે, વિમાન ને સ્ટીમર મહીં;
ટિકિટ કદી ખરીદે નહીં, પણ જ્યાં જુઓ ત્યાં એ ફરે,
જન્મ–મૃત્યુનું અજબ ચક્કર બનાવ્યું ઇશ્વરે.



# એક અનોખો અદ્‌ભુત પાવનકારી પ્રસંગ

**નવરાત્રિના** દિવસો હતા. રાતના દોઢ વાગે હું ઊઠયો. મેં મારૂં ધ્યાન–જપ વગેરે કાર્ય કરી લીધું. બાદ લગભગ બે વાગે કામળો ઓઢી ચૂપચાપ હું ઝાંપા બહાર નીકળી ગયો. સામે થોડે દૂર ટેકરાવાળું ખેતર હતું. તેમાં એક કુવો અને બે ત્રણ મોટાં મોટાં ઝાડ હતાં. એ કુવા પાસે ઝાડની નીચે કેટલીક સ્ત્રીઓને મેં ગરબા ગાતી જોઇ.

પ્રથમ તો મને એમજ લાગ્યું કે નવરાત્રિના દિવસો છે તેથી સ્ત્રીઓ મોડી રાત સુધી ગરબા ગાતી હશે. મેં આજુબાજુ બધે નજર કરી જોઈ તો એ આઠ નવ બાઇઓ સિવાય ત્યાં કોઇ હતું નહિ. હું વિચારમાં પડ્યો કે ગરબા તો ગામમાં કે ચૌટામાં હોય; આ અરણ્યમાં ગરબા કયાંથી ?

હું તો જ્યાં ગરબા ગવાતા હતા એ ભણી જ ચાલ્યો. ખેતરને ઊંચી વાડ હતી. નદી તરફ જવાનો એ રસ્તો હતો. જગ્યા નીચાણવાળી હોવાથી જો હું રસ્તામાં ઊભો રહું તો એ દેખાય નહિ, તેથી ભેખડ ચડીને હું વાડ પાસે ગયો ને ઊભો રહી તેમને જોવા લાગ્યો.

એ બાઇઓનાં કપડાં લાલ હતાં. ઘેરદાર ઘાઘરા હતા. શરીર પર ઘરેણાં ચળકતાં હતાં. વચમાં દીવો મૂકેલો હતો. હું લગભગ ચાળીસ કદમ છેટે વાડ પાસે ઊભો ઊભો આ બધું જોતો હતો.

એક બાઇ ગવરાવતી હતી ને બીજી બધી ઝીલતી હતી. એમનાં શરીરનો મરોડ અને લચક અદ્‌ભુત હતાં. તેમનો અવાજ ઝીણો ને મધુર હતો. અત્યાર સુધી મને જરાય વહેમ ન હતો. હું એમ જ માની રહ્યો હતો કે આ બાઇઓ નોરતાંને લીધે પાલડીમાંથી આ એકાંત ખેતરમાં ગરબા ગાવા આવેલી છે. સાથે એમ પણ વિચારતો હતો, કે આ બાઇઓ એક સરખા પોષાકમાં અને એક સરખા કદની અતિ સૌંદર્યવાન હોઈ ગામની લાગતી તો નથી. હું ખૂબ વિમાસણમાં પડી ગયો હતો તોય થોરની વાડ જ્યાં તૂટેલી હતી ત્યાં થઈ મેં ખેતરમાં પ્રવેશ કર્યો ને તેમના ભણી ધીમે ધીમે હું ચાલવા લાગ્યો. તે વખતે મારા શરીરમાં કંપારી છૂટી એટલે દસેક ડગલાં ચાલી ઊભો રહ્યો. ત્યાં તો મઘમઘતી સુગંધથી મારૂં મગજ તર થઈ ગયું.

હું બે ડગલાં આગળ વધ્યો. ગરબો બંધ થયો. બધી સ્ત્રીઓનું ધ્યાન મારા તરફ ગયું. એક બાઇએ લાંબો હાથ કરી કહ્યું : 'માનવી!' બીજો અવાજ આવ્યો : 'આપણને જુએ છે?' ત્રીજી બોલી : 'માતાનો કોઈ ભગત હશે!' ચોથી કહે : 'એ વગર આપણને કોણ જોઇ શકે?—બસ ચાલો.'

અવાજ સ્પષ્ટ હતો, પણ બીજી પળે ન્હોતી ત્યાં બાઇઓ કે ન હતો દીવો! હું ભારે અજાયબીમાં પડયો. હું કંપી ઊઠયો. આ બધું એકદમ અદૃશ્ય થઈ ગયું એથી મારા આશ્ચર્યનો પાર ન રહ્યો! મારા અંતરમાં થયું કે શું આ યોગિનીઓ હતી કે અષ્ટ દુર્ગાઓ અથવા વંતરીઓ?!

જે ઠેકાણે ગરબા ગવાતા હતા તે જગ્યાએ જઈ હું ઊભો રહ્યો. ચારે બાજુ સૂમસામ હતું. હું એ બાઇઓનાં પગલાં એ ખેતરની ધૂળમાં જોવા લાગ્યો. એક પણ ચિહ્ન મને જણાયું નહિ.

ગરબો જ્યાં મૂકેલો હતો ત્યાં પણ મેં તપાસ કરી. કશી જ નિશાની હાથ ન લાગી.

મને લાગ્યું કે મેં કેવી મૂર્ખતા કરી! હું આગળ શું કામ આવ્યો? જો દૂર ઊભા રહી મેં જોયા કર્યું હોત તો મારૂં શું બગડી જાત! હું તો ત્યાં જ ભદ્રકાળી માતાનું સ્મરણ કરતો બેસી ગયો. મને રડવું આવી ગયું. મને લાગ્યું કે મારા આવવાથી જ એમના રંગમાં ભંગ પડ્યો! હવે શું થાય?

હું બે હાથ જોડી પ્રાર્થના સાથે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. મેં અંતરથી પ્રાર્થના કરી: 'ઓ મા! મને તમે માફ કરજો. હું અપરાધી છું; છતાં ય તમારો બાળક છું. –'**कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति।**' આજ હું પોતાને ધન્ય માનું છું, કે મને આપનાં દર્શન થયાં.' હું બે હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો.

પ્રાર્થના કરવાથી મારૂં દિલ હળવું થયું. એ સ્ત્રીઓ બાબત હું સત્ય ન જાણી શક્યો એથી મને દુઃખ થતું હતું. હું અર્ધા કલાકથી વધુ ત્યાં બેઠો ને ગાયત્રીજપ કરતો રહ્યો. ગામની ભાગોળે કૂતરાં જોરશોરથી ભસતાં હતાં. મેં પ્રેતાવાહન કરવાનું માંડી વાળ્યું અને ચૂપચાપ ઘેર આવીને સૂઈ ગયો.

બીજે દિવસે સવારમાં મને તાવ આવ્યો, જેથી ચાર પાંચ દિવસ સુધી હું પથારીવશ રહ્યો. જો મને તાવ ન આવ્યો હોત તો હું બીજી રાત્રે પણ જ્યાં ગરબા ગવાતા હતા ત્યાં જવાનો જ હતો.

નોરતાં પુરાં થઈ ગયાં. આ વાત મેં મારા મિત્રને કહી. તે કહે: 'તમે ભાગ્યશાળી છો કે યોગિનીઓનાં દર્શન થયાં! હું તો આ દૃશ્ય જોવાને આતુર થઈ રહ્યો છું.'

હું મારો આ સત્ય અનોખો અનુભવ કોને કહું? કહેવાથી લાભ પણ શો? ભલે દુનિયા મારા આ અનુભવને માને કે ન માને, પણ મારે તો એની નોંધ કરવી એ મારો નિયમ છે.

---

# ભૂતોની ઉજાણી !

**ભૂ**તપ્રેતો ઉજાણી કરે છે તેનો એક રોમાંચક અનુભવ મને થયેલો. એક રાતે હું નદી પર ગયેલો. ચંદ્ર આથમી ગયો હતો. અજવાળિયાની નોમ હતી; છતાં રાત્રિ અંધારી હતી, શિયાળાની મોસમ હતી.

આ સમયે નવા અનુભવ લેવાનો રસિયો હું રાત્રે દોઢ વાગે કાળી કાંમળી ઓઢીને નદી ભણી ચાલી નીકળ્યો. નદીની રેતીમાં એક તાપણું બળતું હતું. પ્રથમ તો મારા મનમાં થયું કે કોઈ માણસોએ તાપણું કર્યું છે. ૪૦–૫૦ ડગલાં દૂરથી હું ઊભો ઊભો જોઇ રહ્યો. બે ડગલાં ચાલતો અને પાછો હું ઊભો રહેતો. એ લોકોની ચેષ્ટા બરાબર દેખાતી હતી.

ત્યાં દસ–બાર આકૃતિઓ ગોળ કુંડાળું કરીને બેઠી હતી, પાંચ–સાત જણા એમનાથી છેટે ઊભા હતા. હવે મને બહુ સારી રીતે દેખાવા લાગ્યું. તેઓ કાંઈક ખાતા હતા. ધારીધારીને મેં જોયું અને ખાત્રી કરી કે તેઓ બરાબર કાંઈક ખાતા હતા, પણ શું ખાય છે તે દેખાતું ન હતું.

હું હવે તદ્દન નજીકમાં પહોંચી ગયો હતો. એ ખાતા હતા, હસતા હતા અને વાતો કરતા હતા. એ લોકોનું ધ્યાન મારા ભણી ગયું છેટે ઊભેલી આકૃતિઓ તાપણા આગળ બેઠેલાઓ પાસે કાંઈક માંગતી હોય તેમ લાગતું હતું.

મારા મનમાં તે વખતે થયું કે જો મારી પાસે ફોટા પાડવાનો કૅમેરા હોત તો કેવું મજાનું ? પણ એ છે નહીં અને વળી મને ફોટો લેતાં આવડતું ય નથી. સ્થૂળ શરીર વગરનાં આ પ્રેતો છતાં એમની છાયા અને સૂક્ષ્મ શરીરની ક્રિયાઓ કેટલી સ્પષ્ટ દેખાતી હતી એ હું અનુભવી રહ્યો. મને એમ થયું કે જેમ હું આ જોઇ રહ્યો છું તેમ આજુબાજુના લોકો આ નહીં જોતા હોય ?

થોડીવાર પછી બે સ્ત્રી–પ્રેતની આકૃતિઓ તાપણા પર નાચવા લાગી. એમના માથાના વાળ ખુલ્લા, લાંબા અને છૂટા ઊડતા દેખાતા હતા. એ આકૃતિઓ ગાતી હતી; પણ બિલકુલ સમજાતું ન હતું. મદ્રાસી કે તેલુગુના જેવા શબ્દોચ્ચાર હતા, પણ નાચ સરસ કરતી હતી.

હું એમની સામે વાત કરવા તલસી રહ્યો હતો; પણ એ તો બધાં ય નાચગાનમાં મસ્ત હતાં. એટલામાં નદીની આથમણી દિશા ભણી એક ભાંગેલો–તૂટેલો જૂના જમાનાનો કુવો છે તે તરફ એ લોકોએ ઝબકીને જોયું અને એકદમ કિકિયારીઓ કરતાં તેઓ નાસી ગયાં. જેમ કોઈ જીવ લઇને નાસી જાય તેમ ભારે ભયથી તેઓ ભાગી ગયાં. હું જોઈ રહ્યો. ઘણે દૂર સુધી તેઓને નાસતા હું જોઈ શકતો હતો. અંતે તેઓ દેખાતાં બંધ થઈ ગયા, પક્ષીની માફક તેમની ઝડપી ગતિ હતી.

હું નદી પર એકલો ઊભો હતો. આ દૃશ્ય જે મેં જોયું તેમાં મારે કોઈ પ્રયોગ કરવો પડ્યો ન હતો. હું બહાર નીકળું છું ત્યારે અચાનક આવાં દૃશ્યો નજરે પડી જાય છે! હું એ બધું સાવધાન રહીને જોતો રહું છું અને મનમાં ગાયત્રીમંત્ર જપ્યા કરું છું. પછીથી હું ત્યાંથી ધીમે ધીમે જે રસ્તે થઇને ગયેલો તે માર્ગે પાછો વળ્યો. તે રાતે કોઈ પણ પ્રયોગ કર્યા વગર જ હું ત્યાંથી મારી ઓરડીએ ચાલ્યો આવ્યો.

---

# વિલાસ–ગુલ

**એક** મુસલમાન ફોજદાર છે. તેમને સરકાર તરફથી ખા. બ. નો ઇલ્કાબ મળ્યો છે. એમની સાથે મારે ગાઢ પરિચય થતાં મિત્ર જેવો સંબંધ છે. મારે માટે એમને માન છે, પ્રેમ છે. એમના દ્વારા એક...મહેલમાં......નું મરણ કોઈ કારસ્તાનથી થયેલું એ વાત મારા જાણવામાં આવી એમણે જે હકીકત રજુ કરેલી તે તો હું લખી શકું તેમ નથી.

એક રાત્રે એ... સાહેબના પ્રેતાત્માને પ્રયોગ દ્વારા બોલાવીને એ આખો પ્રસંગ મને જાણવાની ઇચ્છા થઇ. મેં એ વાગે પ્રયોગ કર્યો.

થોડીક જ વારમાં મારા સાધન પર એ પ્રેતાત્મા આવી ગયો. જો કે મને તો આશ્ચર્ય નથી લાગતું, પણ વાંચનારને વિસ્મય થયા વગર ન રહે; કારણ કે એ પ્રેત જ્યારે મારા સાધન પર આવ્યો ત્યારે એટલી બધી સરસ મોગરાનાં ફૂલોની અને અત્તરની સુગંધ પ્રસરી ગઈ કે જેથી મારૂં મગજ તર થઈ ગયું. મારી આખી ઓરડી ખુશબોથી મહેકી ઊઠી.

એ પ્રેતછાયા બહુ જ સુંદર પોષાકમાં સજ્જ હતી. તેણે બહુ જ કિંમતી રેશમી ઝીણાં વસ્ત્રો પહેરેલાં હતાં. ગળામાં, કાનમાં, હાથોમાં

હિરાજડિત ઝગમગ–ઝગમગ કરતા અલંકારો શોભતા હતા. નાજુક ને તેજસ્વી શરીર હું સ્પષ્ટ રીતે જોઈ શકતો હતો. મોટી મોટી આકર્ષક આંખો હતી અને સુંદર ચહેરા પર જરા ગમગીની નજરે પડતી હતી.

મારા ભણી એ એકીટશે જોઈ રહ્યાં હતાં. હું પણ તેમના ભણી જોઈ રહ્યો હતો. મેં ધુપદાની પર અગરબત્તી સળગાવેલી હતી તે સાધનની નજીક મૂકી. મેં તેમને વિનમ્રભાવે એક હાથે સલામ કરીને કહ્યું : 'મેં આપને તકલીફ આપી છે, માફ કરજો. હું આપની સાથે વાત કરવા માગું છું. ગુજરાતીમાં બોલું કે ઉર્દુમાં ?'

'ગુજરાતીમાં બોલો તો પણ ચાલશે.' એમણે જવાબ આપ્યો.

તે જરા હાસ્યાં અને મેં જેમ સલામ કરી હતી તેનો જવાબ પણ એમણે હાથ વડે સ...લા...મ દ્વારા આપ્યો ને બોલ્યાં : 'આપ કોણ છો ?' અવાજ બહુ જ ઝીણો ને મીઠો હતો. મેં કહ્યું : 'હું કોણ છું એ તો તમને કહીશ જ, પણ હમણાં તો હું તમારો ભાઇ છું.' તે જરા ખૂશ થતાં બોલ્યાં : 'શું આપ મારા ભાઈ છો ?' મેં કહ્યું : 'હા બહેન, તમે નવાઈ ન પામતાં; હું તમારો ભાઇ જ છું, માત્ર કહેવાનો જ ભાઇ નહીં હો– સાચો આત્મિક ભાઈ, અર્થાત્ આત્મબંધુ.'

મારૂં આ કથન સાંભળી મારા સાધન પર તેમના બંને હાથ લાંબા થયા અને ભરાયેલા હૃદયથી તે બોલ્યાં : 'ઓ મારા વ્હાલા ભાઈ! મેં મારી આખી જિંદગીમાં આવા મીઠા શબ્દો નથી સાંભળ્યા! પ્યારે ભાઇ! આ અભાગી બહેનને તારામાં સમાવી લે.'

આ બનાવ હું કલમ દ્વારા ચિતરી શક્તો નથી. મારૂં હૃદય એ સબ્દો સાંભળીને ભરાઈ આવ્યું. મારી આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. આ પ્રભુની પ્રભુતા, પવિત્ર પ્રેમની એ મહાજ્યોતિનો

પ્રકાશ ત્યાં ઝળહળી રહ્યો. મારાથી માત્ર એટલું જ બોલાયું: 'બ્હેન, શાન્ત થાઓ!'

તે બોલ્યાં: 'ભાઇ! હું આ શું જોઈ રહી છું. આ જહન્નમ છે, કે બહિસ્ત? હું તો જહન્નમની જેમ આગની ભઠ્ઠીમાં જલી રહી હતી. ભાઈ મને કહો, કે હું સ્વપ્ન તો નથી જોઈ રહીને?'

મેં કહ્યું: 'બહેન! આ સ્વપ્ન નથી, આ તો પરવરદિગારની મહેરબાની છે, કે જેને આપણે ભૂલી ગયા છીએ. દુનિયાના મોજ-શોખમાં આપણે આપણી આત્મિક જીંદગીને ભૂલી બેઠા છીએ.'

'અરે, મારા ભાઈ! તમારો એક એક શબ્દ મને અમૃતથી પણ વધારે મીઠો લાગે છે. તમે મને બોલાવીને મારા પર મોટો ઉપકાર કર્યો છે. તમે મને કેવી રીતે બોલાવી? આ શહેર કયું છે અને આપણે ક્યાં છીએ? હું કોણ છું તે આપ જાણો છો?'

એના પ્રશ્નોના જવાબ મારે આપવાના હતા. એટલે મેં કહ્યું:

'સાંભળો બ્હેન! મેં તમને કદી જોયાં નથી, કે નથી તમારૂં નામ સાંભળ્યું; પરંતુ મરેલાઓને બોલાવીને તેની સાથે વાર્તાલાપ કરવાની વિદ્યા મેં સાધ્ય કરી છે એટલે તમને મેં બોલાવ્યાં છે. તમે તો...હતાં. જીવંત હશો ત્યારે તો તમારૂં મુખ પણ કોઈ જોઈ શક્યું નહિ હોય! આ અમદાવાદ શહેર છે અને આ જગ્યાનું નામ ભગવાનનગર છે. એમાંની એક નાનકડી કોટડીમાં તમારો આ ભાઇ રહે છે. તમારા જેવી સંસ્કારી બહેન પ્રેત–દશામાં રહી દુઃખ ભોગવી રહી છે તે મારાથી જોઇ શકાતું નથી.'

મારૂં આશ્વાસન સાંભળી તે બોલી: 'ભાઈ, આટલો પ્રેમ મારા માતપિતાએ પણ કદી મારા તરફ દેખાડયો નથી. તમે તો મારા ભાઇથી યે વધારે છો...!'

અને તે હિબકે હિબકે રડવા લાગી અને તેના ગળામાં જે દાગીના હતા તે તોડવા લાગી. આ વસ્તુ સૂક્ષ્મ જ હતી. એમના પ્રેતશરીરની જેમ દાગીના પણ સૂક્ષ્મ જ હતા. એના લાંબા વાળ શરીર પર પથરાઈ ગયા!

'બ્હેન! આ શું કરી રહ્યાં છો?' મેં ઠપકો આપતાં કહ્યું.

'બસ, આજથી મારે આ ઘરેણાં નહિ જોઈએ. તમારા પર મેં એ ન્યોછાવર કરી દીધાં! હું...નથી, હું...પણ નથી. હું તો છું એક ગરીબ ભાઈની ગરીબ બ્હેન!'

આ શબ્દો સાંભળી મારું હૃદય આનંદના ભારથી દબાઈને ભરાઈ આવ્યું. તે દૃશ્યનું વર્ણન હું કોઈ પણ રીતે કરી શકતો નથી. આ મારો સત્ય અનુભવ હું જાણું કે પ્રભુ જાણે. મેં એવું શું કર્યું કે એકદમ એમનામાં આવો પલટો થઈ ગયો? આ પ્રેતાત્માની વાસના કેમ તદ્દન નાશ પામી ગઈ? શું આ કોઈ પૂર્વજન્મના સંસ્કારોનું પરિણામ હશે? શું એ કોઈ ઉર્ધ્વગામી આત્મા હશે? આ સામાન્ય પ્રેતાવાહનની રમતભરી ક્રિયાનું પરિણામ આવું મહત્ત્વભર્યું કેમ આવી ગયું? મારા અને એના આત્મામાં આટલું બધું ઐક્ય શાથી થયું? આ બધો ગુંચવાડો હવે કોણ ઉકેલે?

હું આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો ત્યારે તે પોતાનાં તમામ ઘરેણાં ખોબો ભરીને મારા પર ઉછાળી હસવા લાગ્યાં અને બોલ્યાં: 'મારા પ્યારા ભાઈ! બોલો, તમે શું વિચારમાં પડી ગયા છો?' મેં મારાં આંસુ લૂછતાં લૂછતાં કહ્યું: 'બહેન! શું કહું? તમારા આ વર્તનથી હું અસ્વસ્થ બની ગયો છું. તમે તો હદ કરી નાખી. હવે કહો, તમારી શું ઇચ્છા છે?'

તે હસતાં હસતાં બોલ્યાં: 'મારે હવે શું જોઈએ, ભાઈ! હું નદીમાં તણાતી હતી ત્યાં મારા ભાઈએ મને ખેંચીને કિનારે

લાવી મૂકી. બસ, જે ભાઈની ઈચ્છા એ જ બહેનની મરજી! હું તમને એક પળ માટે પણ નથી છોડી શકતી.'

મેં કહ્યું: 'બહેન! મને અત્યંત આનંદ થયો છે. હવે હું તમને કેટલીક ભૂતકાળની વાતો પૂછવા માગું છું. દિલ ખોલીને બધું મને કહી દો.'

તે બોલ્યાં: 'વહાલા બિરાદર! શું તમને હજુ પણ શક છે, કે તમારી સામે હું જૂઠું બોલીશ? નહિ નહિ, હરગીઝ નહિ. હું મારા દિલની વાત તમને નહિ કહું તો કહીશ કોને? લો સાંભળો. હું તમને મારી કર્મકથા કહી સંભળાવું છું.'

'હું મારા માબાપની બહુ જ લાડકી દિકરી હતી. એમના હાથમાં હું ફૂલની જેમ ઉછરીને મોટી થઈ. મને બચપણથી જ કુરાને શરીફ મોઢે કરાવવામાં આવ્યું અને ફારસી તથા અંગ્રેજી પણ વાતચીત કરવા પુરતું મેં શીખી લીધું. પંદર વરસની ઉમરે મારી શાદી થઈ. દુઃખ કોને કહે છે એ તો હું જાણતી જ નહોતી. નોકર–ચાકરની પણ મારે ત્યાં ખોટ નહોતી. એક મહિનો હું મુંબઈમાં.....સાથે રહી. વિલાયત પણ જઈ આવી. મારા પિતાને ત્યાં કોઈ શરાબ પીતું નહિ, પણ...ને તો દરરોજ શરાબમાં ચકચૂર જોતી હતી. મારા હાથે દારૂની પ્યાલી પીવા તેઓ ઈંતેજાર રહેતા; પણ મને શરાબથી ખૂબ જ નફરત હતી. તેઓ મને ખરેખર ખૂબ પ્યાર કરતા હતા. તેઓ મને પૂછતા: 'મોટા ખાનદાનની ઓરતો પણ પોતાના હાથથી શરાબની પ્યાલીઓ આપે છે તો તને શો વાંધો છે?'

હું જવાબ આપતી: 'કુરાને શરીફમાં આ વસ્તુને બીલકુલ નાજાયજ અને નાપાક ગણી છે એ તમે નથી જાણતા?'

મારા દિવસો હસવા–ખેલવામાં અને ગાવા–બજાવવામાં જતા હતા. મને સીતારનો ખૂબ શોખ હતો. મારી ગાયકી પર તો તેઓ

ખૂશ હતા. પણ બે વરસ બાદ એમણે બીજી શાદી કરી. ૭ મહિના બાદ ત્રીજી શાદી. હવે હું એ વાતો નહિ કહું, કે જે મારી નજર સામે થયા કરતી હતી. કોણ જાણે કેમ, પણ મારા દિલમાં એક જાતનો અણગમો આવી ગયો. એક જ ભાણામાં ત્રણ માણસો કેવી રીતે તૃપ્ત થઈને જમી શકે? મારી જિંદગીનો ખેલ બદલાઈ ગયો. બધો આનંદ ઊડી ગયો. હું ઉદાસ રહેવા લાગી. જે ન થવી જોઈએ એવી વાતો મારી નજર સામે થવા લાગી.'

આટલું બોલીને એ થોડીવાર ચૂપ થઈ ગઈ. પછી જરા શરમાતાં બોલી: 'હું એક દિકરાની મા બની......ની ખુશાલીનો પણ પાર ન રહ્યો. એમણે પાર્ટીઓ અને જલસા ગોઠવ્યા.

એ જ વખતે એક બીજી ઘટના પણ બની ગઈ. એક નોકરડીની ખૂબસુરત છોકરી સાથે મારા પતિએ ચોથી શાદી કરી લીધી. હું મનમાં વિચારી રહી હતી, કે આ શું થઈ રહ્યું છે?

બીજાં બે વરસ પસાર થઈ ગયાં. એક દિવસ ચોથી પત્ની મારા બાળકને ખોળામાં લઈને રમાડી રહી હતી. તે આમતેમ દોડતો–કુદતો રમતો હતો. રમતમાં જ બાળકે ચોથી પત્નીના નાકમાં પહેરવાનું બુલાખ (નથની) મુઠીમાં પકડીને ખેંચ્યું. ઝટકો લાગવાથી એના નાકમાંથી લોહી નીકળ્યું. બપોર પછી જ્યારે તે ઘેર આવ્યા ત્યારે નાક પર પાટો બાંધેલો જોઈ ચોથી પત્નીને પૂછ્યું: 'શું થયું તને?'

મેં બનેલી હકીકત એમને કહી સંભળાવી. એમણે બાળકને પ્યારથી ઉંચકી લઈને કહ્યું: 'અરે, તું તો અત્યારથી જ તોફાન કરવા લાગ્યો.' અને તે જોરથી હસી પડ્યા.

અમે ચારે બ્હેનો (પત્નીઓ) એક સાથે બેસીને જમતી. મારા મનમાં કોઈ પ્રત્યે દ્વેષભાવ નહોતો; પણ મારું બુરું ચાહનાર ઓછાં

નહોતાં. હું નથી કહેતી, કે કોણે શું કર્યું, પણ એક સાંજે કોણ જાણે કેમ પણ હું બેહોશ થઈ ગઈ. હકીમ અને ડોકટરોની દોડધામ થઈ રહી. બે કલાક પછી હું ભાનમાં આવી ત્યારે મારા પતિદેવ મારૂં માથું ખોળામાં લઈને બેઠા હતા. એમણે મને પૂછ્યું: 'શું થાય છે તને?'

'હું એમને શું કહું? એમના ચહેરા તરફ હું જોઈ જ રહી. ભાઈ, સાચું પૂછાવો તો હું કાંઈ સમજી શકતી જ નહોતી. મને શું થઈ રહ્યું છે તે હું પોતે પણ સમજી શકતી નહોતી. આવી હાલતમાં ત્રણ–ચાર દિવસ નીકળી ગયા. મારી એક નિમકહલાલ નોકરડીએ મને એક એવી વાત કહી, કે જેથી હું અવાક્ થઈ ગઈ. નોકરડીએ મને કહ્યું: 'તમારા પતિને આ વાત કહેજો.' મેં કહ્યું: 'ના હું એવી વાત નહિ કહું. કરશે એ ભરશે.' પણ ભાઈ, શું કહું? મને સાચી વાત કહેનાર નોકરડી પાંચ કલાકમાં જ મરણ પામી. મારા દુઃખનો પાર નહોતો. હું તાવમાં બેહોશ હતી.

મારા પતિદેવ મારી ખબર લેવા રોજ આવતા હતા. એક દિવસ તેઓ મારી પાસે આવ્યા ત્યારે મેં એમને કહ્યું: 'આપણા દિકરાને સંભાળજો.' આ સાંભળી તેઓ આંખમાં આંસુ લાવીને બોલ્યા: 'વહાલી! તું આવું ન બોલ! તને જલદી આરામ થઈ જશે.'

'મેં એમને શું શું કહ્યું એ મને બરાબર યાદ નથી, પણ બીજે દિવસે સવારે આઠ વાગે હું મરી ગઈ. હું મરી ગઈ, છતાં મારો રૂહ (આત્મા) તો ત્યાં જ હતો. બધાનું રૂદન હું જોઈ તથા સાંભળતી હતી. મારી પાયદસ્ત પર પ્રજાએ ઘણાં આંસુ સાર્યાં. આ વાતને બે વરસ વીતી ગયાં. હું ત્યાં મારી કબર પર રહેતી હતી. આજ એકાએક તમે મને બોલાવી અને હું તમારી પાસે આવી. તમારી પાસે આવી. તમે પૂછવા માગો છો તે હું કહેવા

માગતી નથી. તમને મળીને મને આજે આરામ મળ્યો છે. હવે તમે મને કહો, કે તમે કોણ છો?'

મેં કહ્યું: 'મારી વહાલી બ્હેન! હું મારી જીવનકથા તને કહેવા તૈયાર છું, પણ મારા જીવનપ્રસંગો કહેવા–સાંભળવામાં ઓછામાં ઓછા ત્રણ કલાક નીકળી જશે અને હવે તો સવાર થવામાં બહુ વાર નથી, એટલે બીજી કોઈ વખત હું સંભળાવીશ.'

આટલું કહીને મેં પ્રયોગ બંધ કર્યો ને સાધનને ઠેકાણે મૂકી હું સૂઈ ગયો.

બીજા દિવસની રાત્રે દોઢ વાગે મેં પ્રયોગ શરૂ કર્યો. તેઓ તરત આવી ગયાં. મને એમણે બે હાથ નમાવીને સલામ કરી અને બોલ્યાં: 'ભાઈજાન! હું આપનો જ વિચાર કરી રહી હતી. હું હિંદુ હોત તો તમે મને તમારી પાસે રાખત, પણ હું મુસ્લિમ છું એટલે મને અહીં રાખવા નથી માગતા?'

તમે એવું ન બોલો બ્હેન! હિંદુ અને મુસલમાન એ બધા ભેદ દુનિયાના માણસોને માટે છે. મારો ને તમારો આત્મા હિંદુ કે મુસલમાન નથી. થોડા દિવસ પહેલાં જ એક ખુદાપરસ્ત ઓલિયા પીરસાહેબ સાથે વાત થઈ હતી. એમણે કહ્યું હતું: 'માના પેટમાં હતા ત્યાં સુધી અમે હિંદુ કે મુસલમાન નહોતા; બહાર આવ્યા ત્યારે જ મુસ્લીમ યા હિંદુ કહેવાયા. માટે બ્હેન! મારા માટે તમે એવો ખ્યાલ ન રાખો.'

તે બોલ્યાં: 'આપ કહો છો તે સત્ય જ છે. આપના આ ઉમદા વિચારો જાણીને મને આનંદ થાય છે. શું તમે પીર–ઓલિયાઓને બોલાવીને એમની સાથે પણ વાતો કરો છો કે?'

'હા બ્હેન! આજસુધી પીરોની પાંચ વખત મુલાકાત થઈ

છે, પણ હવે વધારે વખત એમને મળવા માગું છું. મેં વિચાર કર્યો છે, કે તમારે માટે પણ કોઈ પીરસાહેબની પાસે રહેવાનો પ્રબંધ કરૂં, જેથી તમને કોઈ જાતની તકલીફ ન થાય. ત્યાં તમે ખુદાની બંદગી કરીને તમારી સૂક્ષ્મ સૃષ્ટિની આ જીંદગી વિતાવજો.'

'અને પછી તમે મને ક્યારેય નહિ મળો? તમે મને તમારી સાથે રાખવા માટે કેમ આનાકાની કરો છો? હું તમને કોઈ રીતે ભાર રૂપ નહિ બનું. હું તો ઇચ્છું છું, કે તમને એક ઘડી પણ મારાથી દૂર ન કરૂં.'

'બ્હેન, તમે મારી પાસે રહો એમાં મને કોઈ જાતનો વાંધો નથી, પણ હું રાત–દિવસ આ ઓરડામાં થોડો જ બેસી રહું છું?' મેં મારી મુશ્કેલી રજુ કરી.

બહેન બોલી: 'ભલે તમે ગમે ત્યાં જાવ. હું તો આ ખુણામાં પડી રહીશ. મારા આવવાથી તમારી જગ્યા તો રોકવાની નથી ને!'

બહેનનો અતિ આગ્રહ જોઈને મેં કહ્યું: 'ભલે, તમારી એવી જ ઇચ્છા હોય તો ઘણી ખુશીથી તમે અહીં રહી શકો છો.'

હવે મેં તેમને મારી જીંદગીના બનાવો સંભળાવવાનું શરૂ કર્યું. જેમ જેમ એ સાંભળતાં ગયાં તેમ તેમ તેના હૃદયમાં ઉમળકો આવતો ગયો. કેટલીક વાર તો એ રડ્યાં પણ ખરાં. મેં જ્યારે ચંદ્રાવલિએ મરતી વખતે મારા પર લખેલા કાગળ વાંચી સંભળાવ્યા ત્યારે તો એ ખૂબ જ રડવા લાગ્યાં અને ચૌદમે વર્ષે પુનર્જન્મમાં એ મને મળી એની જે આખી ઘટના બની હતી તે તથા મારા પર લખેલા ચારે પત્રો વાંચ્યા ત્યારે તો એમના રૂદનનો પાર ન રહ્યો.

'પ્યારે ભાઇ!' એ મને કહેવા લાગ્યાં: 'તમે કઠણ કાળજાના લાગો છો. હું ઇચ્છું છુ કે તમને ભેટી પડું–તમારા શરીરમાં

સમાઇ જાઉં. હવે તો એક ક્ષણભર પણ હું તમારાથી અલગ થવા માગતી નથી.'

'બ્હેન! તમે અને હું બેઉ ખુદામાં સમાઈ જઇએ તો શું ખોટું—કે જેથી કાયમને માટે જુદાઇનો અંત આવી જાય.' મેં એમને સમજાવતાં આગળ ચલાવ્યું: 'પણ બ્હેન! હજુ આપણે કરેલાં કર્મનાં ફળ ભોગવવાનાં બાકી છે. તમે જોઈ રહ્યાં છો, કે હું તો પથ્થરદિલનો આદમી છું. દુનિયાં એ વાતને નથી જાણતી અને હું કોઇને એ સમજાવવા પણ નથી માગતો. જેવું જે કરે છે તેવું જ ફળ તે પામે છે. આપણે પરમ કૃપાળુ પરવરદિગારના નામ પર કુરબાન થવા માટે હંમેશાં તત્પર રહેવું જોઇએ.'

'એ હું કાંઈ ન સમજું. તમે મને હિંદુ બનાવી લો.' બ્હેને કહ્યું:

'મેં રમુજમાં જવાબ આપ્યો: 'ત્યારે તો હું મુસલમાન બની જાઉં તો શું ખોટું?'

'એમ શા માટે?' બ્હેને પૂછ્યું.

'મેં તમને હમણાં જ કહ્યું: 'પવિત્ર છે ઇમાન જેનો એને કહે છે મુસલમાન,' ખેર! જેવી તમારી ભાવના. હું તમારે માટે એવું જ કાંઇક કરવા માગું છું. જુઓ, ડરતાં નહિ! ગભરાઇને ભાગી ન જતાં અહીં આ રીતે જ બેસી રહેજો.'

આટલું કહીને મેં અભરાઇ ઉપરથી ગંગાજળની બાટલી ઉતારી અને હાથમાં અંજલિ ભરી, ગાયત્રીમંત્રનો જપ શરૂ કર્યો. તેમની છાયાતો ઊંચી—નીચી થવા લાગી, પણ પ્રયોગબદ્ધ હોવાથી સાધનમાંથી તે નાશી જઈ શકે તેમ નહોતાં.

મેં એ જળને અભિમંત્રિત કરીને એમના પર છાંટ્યું. તેમની છાયા પ્રથમ તો અકળાતી જણાઈ, પણ પછી તરત હસતાં હસતાં તે બોલ્યાં: 'ભાઇ! ભાઈ! એક વાર ફરી છાંટો!' મેં ફરીથી

પણ અંજલિ છાંટી તે ફરીથી બોલ્યાં: 'તમે આ શું કર્યું ભાઇ? શું હું હિંદુ બની ગઇ?'

'બ્હેનજી!' મેં કહ્યું: 'હિંદુ નહિ, પણ આ પતિતપાવની ગંગાજીનું જલ છે– જેથી આપણા પાપ નાશ પામે છે. મારે અને તમારે પોતપોતાનાં પાપ, દિલની બુરાઇઓ ધોઈ નાખવી જોઇએ. આ ગંગાજળ અને ગાયત્રી મંત્રથી આત્માને પવિત્ર બનાવવો જોઇએ. જુઓ, હું તો ગંગાજળ પીઉં છું–તમે પણ પીશો?'

'જરૂર પીશ' બ્હેનજીએ કહ્યું: મેં એક અંજલિ પીધી અને બીજી અંજલિ ભરીને એમની આગળ ધરી. એમણે પોતાના બેઉ હાથ લાંબા કર્યા, પણ છાયાશરીરનું કર્મ તો છાયા રૂપે જ થાય ને? મને વિચાર આવ્યો, કે એમને સાધન પરથી છુટાં મૂકી દઉં અને પછી શું થાય છે તે જોઉં! મારૂં જીવનસૂત્ર પાસે રાખીને હું એમને મારા શરીરમાં આવવા સારૂં કહું. પછી જોઉં કે એ આવે છે, કે નહિ?

આ નવો અનુભવ લેવા માટે મેં તેમને કહ્યું.

'બ્હેન! તમે મને એક વચન આપશો?'

'એક શું, એકવીશ વચન આપવા તૈયાર છું.'

'મારા શરીરમાં દશ મિનિટ દાખલ થવાની હું તમને રજા આપું છું. પછી તરત તમે નીકળી જશોને?' મેં ફરીથી પૂછ્યું.

'શું હજુ તમને મારામા વિશ્વાસ નથી, ભાઈ?' એમણે કહ્યું: અને મેં એમને છુટાં કર્યાં. પછી મેં મારૂં જીવનસૂત્ર હાથમાં લીધું અને કહ્યું: 'હા, હવે આવો!'

બ્હેનજીની છાયા મારી તદ્દન પાસે આવી ગઇ અને પાછી એકાએક દૂર હટી જઇને બોલી: 'ભાઈ! શું થાય છે? તમારૂં શરીર તો મને ધગધગતા અંગારા જેવું લાગે છે!'

મેં પ્રભુનું નામ લઈ જીવનસૂત્ર બાજુ પર મૂકી દીધું, એટલે તે તરત જ મારા દેહમાં પ્રવેશ કરી ગયાં.

હવે હું—હું નહોતો. મને ખબર નથી કે મારા શરીર દ્વારા બહેનજી મારા ઓરડામાં ક્યાં ક્યાં ફર્યાં અને શું શું જોયું ?

દશ મિનિટ બાદ મેં જોયું તો મારું શરીર અંદરની ઓરડીમાં ટેબલ પાસે પડ્યું હતું. મને ભાન આવતાં જ મેં જીવનસૂત્ર હાથમાં પકડી લીધું. બહેન તો મારી ઓરડીમાં સામે જ ઊભાં હતાં. અગરબત્તી પૂરી થઈ જવા આવી હતી. બીજી અગરબત્તી સળગાવીને મેં પૂછ્યું :

'કેમ છે ?'

'પ્યારે ભાઈ ! તમને મળીને મને બહુ આનંદ થયો. મેં ઓરડામાં ફરીને બધી છબીઓ જોઈ. તમારા ફોટા પણ જોયા. હું પેલી પેટી પાસે જવા માગતી હતી, પણ હું ન જઈ શકી. એ પેટીમાં શું છે ભાઈ ? એની પાસે જતાં મને બીક કેમ લાગતી હતી ? બારણું ઉઘાડીને હું બહાર પણ ફરી આવી. બહાર બે–ત્રણ માણસો ઊંઘી રહ્યા હતા. મેં ઘડિયાળમાં જોયું તો પોણાચાર વાગ્યા હતા. આપના શરીરમાંથી બહાર નીકળવાની ઇચ્છા નહોતી થતી, પણ લાચાર હતી, કે આપે મને દસ મિનિટનો જ સમય આપ્યો હતો.' આટલું બોલીને તે શાંત ઉભી રહી.

આ બધું મારા શરીર દ્વારા એ બ્હેનના પ્રેતે જે કાર્ય કર્યું તેની મને જરા ય ખબર નથી. પછીથી તેમણે જ મને લખાવ્યું હતું. આજના અનુભવથી મને નવો અનુભવ તો મળ્યો, પણ એ મારા શરીરમાંથી ન નીકળત તો મારી શી દશા થાત...?

આવો અખતરો દરેક પ્રેતાત્મા સાથે ન કરવો એવો મેં દૃઢ નિર્ણય કર્યો. એ તો કોઈ પ્રગતિશીલ આત્મા હોય તો આપેલું

વચન પાળે અને પોતાના પર ઉપકાર કરનારના હિતને સમજી, કહ્યા મુજબના સમયમાં શરીરનો ત્યાગ કરીને બહાર આવી જાય. બ્હેનજી હજુ મારી સામે ઉભાં હતાં. તેણે કહ્યું :

'ભાઈ! તમે શું વિચારી રહ્યા છો? હું સાચું જ કહું છું, કે હવે હું તમને છોડીને ક્યાંય નહિ જાઉં. તમે મને એ તો ન કહ્યું કે પેલી પેટીમાં શું છે, કે જેની પાશે જવાની મારી હિંમત ચાલતી નહોતી?'

'તમે અંદર જઇને સામે પલંગ પર બેસો' મેં કહ્યું : 'હું તમને પેટીનો ભેદ બતાવું છું.'

તે અંદર આવીને મારી સામે થોડેક દૂર ઉભાં રહ્યાં. મેં અંદરથી સેવા-પૂજા અને સિદ્ધચક્ર વગેરે કાઢી બતાવ્યાં અને કહ્યું : 'બ્હેન! આને પગે લાગો.' તે જમીન પર સૂઈ જઇને સાષ્ટાંગ પ્રણામ કરીને બે-ત્રણ વખત નમ્યાં.

મને લાગ્યું, કે આ કેટલો ઉન્નત અને ઊર્ધ્વગામી આત્મા છે! મેં મારા આલ્બમમાંથી કેટલીક છબીઓ તેમને બતાવી અને તે કોની કોની છે તેની સમજ પણ પાડી.

પછી મેં કહ્યું : 'બ્હેન! હવે મને થાક લાગ્યો છે. પાંચ વાગે મારે ઉઠવાનું છે અને સ્કૂલમાં જવું છે. હવે તમને જવા માટે કહું તો તમારૂં દિલ દુખાય, માટે અહીં રહો. તમારી ઈચ્છા હોય તો તમારા પુત્રની ખબર કાઢી આવો!'

તે આભારવશ થઇને બોલ્યાં :

'ભાઈ! કોનો પુત્ર? હવે તો તમારા સિવાય કોઇને જોવા નથી ચાહતી!' એની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. એ આંસુ હર્ષનાં હતાં કે કરૂણાનાં, એ હજુ હું સમજી શક્યો નથી. મેં એમને આશ્વાસન આપતાં કહ્યું.

'બ્હેનજી! હવે તો હું તમારી પેલી મરી ગયેલી નિમકહલાલ નોકરડીને પણ બોલાવવા ચાહું છું.'

'વાહ વાહ!' તે બોલ્યાં: 'જો, એ આવી જાય તો અમે બેઉ અહીં સાથે જ રહીશું. ક્યારે બોલાવશો એને?'

'આવતી કાલે જ.' આટલું બોલીને બધું આટોપી લઈ, સાધન બાજુએ મૂકી હું સૂઈ ગયો. પેલાં બહેનજી તો નાનકડી ઓરડીમાં જ હતાં.

મેં એમનું નામ "વિલાસ" રાખ્યું.

સાંજે હું રસોઇ બનાવતો હતો. પાંચ વાગ્યા હતા. મારા મનમાં ગઈ રાતનો બનાવ ઘોળાતો હતો. વિલાસની છાયા ઓરડીમાં જ હતી એમ મને લાગતું હતું; પણ એ દેખાતાં ન હતાં. વિચારશક્તિનું પ્રાબલ્ય બલવત્તર તો હોય છે જ. ખાઇ પીને હું સૂઇ ગયો.

રાતના બાર વાગે હું ઊઠ્યો. પ્રથમ તો દોઢ કલાક મેં મારૂં ધ્યાન–યોગ, વિચારવિરમણ કરી લીધું. તે પછી મેં પ્રેતાવાહન માટે સાધન મૂકી ધૂપ સળગાવીને પ્રયોગ કરતાં જ એ હાજર થઈ ગયાં. તે આજે બહુ જ આનંદમાં દેખાયાં.

મેં કહ્યું: 'બહેન! દિવસ કેમ ગયો?'

'ભાઈ! બહુ મઝામાં, ખૂબ આરામમાં ગયો. હું તો ઓરડીમાંથી બહાર નીકળી જ નથી.'

મેં પૂછ્યું: 'તો બોલો, સાંજે ખાવા માટે શું બનાવ્યું હતું?'

તે હસતાં બોલ્યાં: 'હા ભાઈ! કાકડીના મોટા મોટા, ટુકડામાં મસાલો ભરીને શાક અને થોડીક પુરી બનાવી હતી, ખરૂં ને?'

મેં પૂછ્યું; 'મેં જમતાં પહેલાં શું કર્યું હતું?'

તે બોલ્યાં: 'એક પુરી અને તેના પર શાક રાખીને તમે અલગ રાખ્યું હતું અને તમે બોલ્યા હતા કે: 'બહેન, અહીં હો,

તો આ તમારે માટે છે. હું એટલો કેમ ખાઉં? બોલો, તમે બોલ્યા હતા કે નહીં?'

મેં કહ્યું: 'બહેન, બરાબર છે; પણ તમે ખાધું?'

તે બોલ્યાં: 'તમે તો અમારી હાલત જાણો જ છો.'

આ વાત તો સાચી જ છે, કે પ્રેતાત્માઓ ફક્ત વાસના વડે જ વસ્તુનો ઉપયોગ કરે છે; વસ્તુ મળે તો જ તેઓ તૃપ્ત થાય છે. મનુસ્મૃતિમાં જે વિસ્તારપૂર્વક લખવામાં આવેલું છે, કે અમુક અમુક વસ્તુ વડે પિતૃઓ માટે અમુક અમુક દિવસે શ્રાદ્ધાદિ કરવાથી તેમને સંતોષ મળે છે. શ્રાદ્ધ, તર્પણ, પિંડદાન વગેરેની ક્રિયા ઊંડા ઊતરીને સમજીએ તો તે સર્વથા સત્ય છે.

મેં કહ્યું: 'બહેન! તમે તમારી પેલી બાંદીનું નામ બતાવો, જેને તમારે માટે જીવ આપવો પડ્યો. હું હવે એને બોલાવું છું.'

તે બોલ્યાં: 'ભાઈ, એનું નામ તો...હતું, પણ હું એને ગુલાબ કહીને બોલાવતી હતી.'

મેં કહ્યું: 'અચ્છા, હવે તમે એક બાજુ ખસી જાઓ. તે સાધન પર આવી જાય અને હું વાત કરી લઉં પછી તમારી સાથે મુલાકાત કરાવીશ.'

મેં સાધન પરથી એમને ખસેડ્યાં ને ગુલાબ માટે પ્રયોગ કર્યો. પંદર મિનિટ થઈ ગઈ એટલે એક આકૃતિ સાધન પર આવી. તે તદ્દન દયામણી દશામાં મુસલમાની લેબાસમાં જ હતી. તેણે નીચે પાયજામો, લાંબું પહેરણ તથા માથે ઝીણી ઓઢણી ધારણ કરેલી હતી. તે મારા ભણી અને હું એના ભણી જોઈ રહ્યો.

અંતે મેં પૂછ્યું: 'બહેન! તમારું નામ શું?' 'હું તો છું.....પણ તમે કોણ છો? મને શા માટે બોલાવી?'

મેં વાતને ન લંબાવતાં સંક્ષેપમાં જ ખુલાસો કરી દીધો: 'તમારી.....સાહેબા મારી સાથે છે અને એના કહેવાથી જ મેં તમને બોલાવ્યાં છે. હું કોણ છું એ તો એ જ તમને કહેશે.'

તે તો આશ્ચર્યચકિત બની આમતેમ જોવા લાગી. તે બોલી: ‘તદ્દન ખોટી વાત છે.’ તે આગળ બોલે તે પહેલાં મેં કહ્યું: ‘બહેન! બિલકુલ સાચી વાત છે, હું તમને ધોખામાં નથી રાખવા માગતો. જુઓ, હમણાં તમારી સાહેબાને તમારી પાસે હાજર કરૂં છું.’

મેં પ્રયોગ કર્યો કે તરત જ એ સાધન પર આવ્યાં ને પોતાની બાંદીને ભેટી પડયાં. બંને રડી પડયાં. હું એ કરૂણ વિલાપને અનુભવતો રહ્યો હતો. અન્યોન્યના પ્રશ્નોની લાંબી પરંપરા ચાલી. વિલાસે મારો કિસ્સો પણ કહી સંભળાવ્યો. પોતે અહીં આવી જે અનુભવ્યું તે પણ તેણે કહ્યું. પછી વિલાસે તેને કહ્યું:

‘તું ભાઇને સલામ તો કર!’

તેણે ઝૂકીને બહુ અદબ સાથે સલામ કરી કહ્યું: ‘બેઅદબી થઈ હોય તો માફી ચાહું છું.’

ત્યારે વિલાસ વચ્ચમાં જ બોલ્યાં: ‘પ્યારે ભાઈ! આપે મને જે રાહત આપી છે, તે માટે હું આપનો આભાર માનું છું. બસ, આજથી આપ સિવાય દુનિયામાં બીજું કોઇ નથી.’

આગળ બોલતાં એમને અટકાવી મેં વચ્ચમાં જ કહ્યું: ‘બહેન! હું એ સાંભળવા નથી ચાહતો. મારે બદલે શુક્રિયા અદા કરો પરમાત્માને અને મને પોતાનો માનવાને બદલે તમે એ પરમ કૃપાળુ પરવરદિગારને માનો.’

વિલાસે બાંદીના ખભા પર બંને હાથ મૂકી કહ્યું: ‘જોયું, તેં મારા ભાઇનું દિલ? આવું દિલ મેં કદી જોયું કે સાંભળ્યું નહોતું. હવે તું મારી બાંદી નથી અને હું તારી શેઠાણી નથી. આપણે બેઉ આ પ્યારા ભાઇની બહેનો છીએ! જો, હું હવે પરમાત્માનું નામ સ્મરણ કરતી રહીશ અને તું પણ મારા જેવી બની જા.’

પછી મને તેઓ આનંદમાં આવી જઇને કહેવા લાગ્યાં: 'પ્યારે ભાઈ! આને પણ મારા જેવી બનાવી દો.'

મને આ સાંભળીને આનંદ થતો હતો, પણ અંતરમાં પૂર્વનાં પ્રારબ્ધ કાર્યો માટે પશ્ચાત્તાપ થવાને બદલે એ પ્રારબ્ધ પર દાઝ ચઢતી હતી; કારણ કે જેમના વડે આ અમારી બધાની દશા થઇ રહી હતી. પરંતુ અંતરાત્મા પોકારી રહ્યો હતો કે એ વિચાર યોગ્ય નથી, આવી સમજ સાચી નથી. કર્મનો કર્તા જીવ છે ને એ કર્મનો ભોક્તા પણ પોતે જ છે. એટલામાં વિલાસે મારી વિચારમાળા તોડી:

'ભાઈ! શા વિચારમાં છો?'

'બહેન! હું એ વિચારી રહ્યો છું, કે આપણા મિલનથી જે આનંદ થઇ રહ્યો છે તે આનંદ–તે સુખ સાચું સુખ છે કે નહિ? મને લાગે છે, કે સાચો આનંદ તો હજુ ઘણો દૂર છે. એ શાશ્વત આનંદ તો ત્યારે જ મળશે, કે જ્યારે આપણે બધાં પ્રભુમાં સમાઇ જઇશું અને પછી કાયમને માટે એ આનંદમાં ડૂબી જઇશું, કે જેનો આરંભ પણ નથી ને અંત પણ નથી.'

મારી આ ભાવના સમજવા આ બેઉ બહેનો શક્તિમાન હતી કે નહિ તે તો પ્રભુ જાણે; પણ વિલાસનો આત્મા ઉન્નત લાગતો હતો!

'ભાઇ, તમે તો એવી અજબ–ગજબની વાતો કરો છો, કે જે અમારી જીંદગીમાં અમે કદિ સાંભળી નથી...!'

'બહેન! હું તો જીવનયુદ્ધ ખેલી રહ્યો છું. કર્મની સામે લડી રહ્યો છું. મારો અને તમારો મેળાપ એ પણ યુદ્ધ જ છે. પ્યારી બહેનો! મારી આ વાતો તમને કદાચ પાગલપન જેવી લાગશે, પણ...

હું આગળ બોલવા જતો હતો, પણ ત્યાં તો બેઉ બહેનો પોતાના હાથ લાંબા કરીને રડતાં રડતાં બોલી: 'એ પાગલપન નથી, પણ પ્રભુનો ગેબી અવાજ છે.'

'બ્હેન! હવે વધારે ન સંભળાવો. બોલો, હવે તમે શું ઇચ્છો છો?

વિલાસે જવાબ આપ્યો: 'જે ગંગાજળ પાઇને તમે મને પવિત્ર કરી તે આ ગુલાબને પણ પાઓ.'

મેં તરત જ શીશીમાંથી ગંગાજળની અંજલિ ભરીને તેમના પર છાંટી. પ્રથમ તો ગુલાબ છટકવા લાગી, પણ પછી શાંત થઇ ગઈ. મેં એમને કોઈ સારા સ્થળે રહેવા કહ્યું, પણ વિલાસ બોલી: 'હું તો અહીંથી કદિ જવા માગતી નથી.'

હું પણ એ ઉન્નત આત્માના કથનને ઠેલવા લાચાર બન્યો. કેટલીક સમજુતી આપ્યા પછી મેં તેમને સાધન પરથી ખસેડયાં; છતાં એ તો નાની ઓરડીમાં જ રહ્યાં. એમનાથી કોઈ જગ્યા રોકાવાની તો હતી જ નહિ. ભલે લોકોને લોકોના માટે અનાથાશ્રમોની જરૂર હશે. પણ મને તો પ્રેતાશ્રમોની હવે જરૂરિયાત જણાય છે. એમાં પૈસાનો ખર્ચ નથી પણ જીવનભોગ આપનારની જરૂર છે. મેં પ્રેતાશ્રમ ખોલી દીધો છે.

બીજી રાત્રે ત્રણ વાગે હું ઊઠયો, પરવાર્યો. મારા મનમાં થયું, કે આ બંનેને જરા બહાર ફેરવી લાવું. મેં મારૂં જીવનસૂત્ર ઓટીમાં ખોસી પાણીનો લોટો ભરી સાથે લીધો એટલે કોઇને વહેમ પડે નહિ.

હું બહાર નીકળી ઝાંપા ભણી ન જતાં સીધો નીકળી ગયો. બંને પ્રેતાત્માઓને કહ્યું કે: 'મારી પાછળ પાછળ ચાલ્યાં આવજો.' એટલે તે બંને બહેનો મારી પાછળ આવતી હતી. સાત–આઠ મિનિટમાં તો હું નદી ભણી નીકળી ગયો. નદીના વહેણ ભણી વાઘરીઓએ કાંટાની વાડ કરી ટેટી, દૂધી, તરબૂચ વગેરેનાં ખેતરો

કરેલાં હોવાથી મને તે તરફ જવું વાજબી ન લાગવાથી આંકડાના જંગલ ભણી જઈ વાડ પાસે હું બેઠો.

વિલાસે મને કહ્યું: 'ભાઇ! ત્યાં જુઓ, કોઈ જતું લાગે છે!'

મેં કહ્યું: 'બહેન! અહીં તો સેંકડો ભૂતો ફર્યાં કરે છે.' હું તો ગુજરાતીમાં બોલતો હતો પણ બીજી જ ક્ષણે તેમને હિંદીમાં સમજાવવા જતો હતો ત્યાં તો ગુલાબ બોલી: 'હું તો ગુજરાતી બોલી પણ શકું છું અને અમે બેઉ સમજી શકીએ તો છીએ.'

મેં કહ્યું: 'બેન! કેવી ગુલાબી ઠંડી છે! જુઓ, સામે બત્તીઓ દેખાઈ રહી છે. એની સામે કેલીકો મિલ છે. પેલી બાજુ સ્મશાન, જેને 'સપ્તર્ષિનો આરો' પણ કહે છે, તે છે. સામે ભુરા રંગની બત્તીઓની હારમાળા છે તે નવો પુલ છે. એનું નામ છે 'સરદાર પુલ.' જરા ટહેલવાની ઇચ્છા હોય તો ચક્કર લગાવી આવો, હું અહીં બેઠો છું.'

વિલાસે કહ્યું: 'અમે તમારા વગર નહિ જઇએ.'

મેં કહ્યું: 'બહેન! અચ્છા, ન જાઓ, તો એકાદ ગીત તો ગાઓ.'

તે જરા હસ્યાં ને બોલ્યાં: 'તમારાથી સારૂં તો નહીં જ.'

વિલાસબહેન ગાવા લાગી. ગુલાબ પણ જરા સાથે ગાતી હતી. એ ગઝલ પણ ભાવનામય અને સુંદર વસ્તુ હતી.

હું સાંભળી રહ્યો. એમને આનંદ થતો હતો; પણ મને તો આશ્ચર્ય સાથે આનંદ થતો હતો. આ મારી વાત જગત માનવાનું નથી. આ પ્રેતો સાથે ફરવું, વાતો કરવી, ગાયન સાંભળવાં—આ બધી જ બાબતોની મને હવે અજાયબી લાગતી નથી.

વિલાસબહેન અને ગુલાબનું મધુર ગાયન સાંભળીને કેટલીક પ્રેત છાયાઓ દૂર ઊભી દેખાતી હતી. ચાર પાંચ શિયાળ થોડે છેટે જ જતાં દેખાયાં.

મેં કહ્યું: 'બહેન! જુઓ શિયાળ જાય છે.' વિલાસે કહ્યું: 'મેં તો જિંદગીમાં ક્યારે ય શિયાળ જોયું નહોતું. શિયાળનું ચિત્ર જરૂર જોયું હતું.'

હું ત્યાંથી ઊઠીને ચાલ્યો, ત્યારે ચારના ટકોરા મીલમાંથી સંભળાયા. મારી ઓરડી પર હું આવી પહોંચ્યો. તે પણ મારી સાથે આવ્યાં અને પ્રયોગવાળી નાની ઓરડીમાં પેઠાં. હું જરા સૂતો. મારી દિવસ રાત્રિની ક્રિયાને હવે એ બંને પ્રેતાત્માઓ જોઈ રહ્યા હતા. મારા પર નજર રાખનાર એ અદૃશ્ય પહેરેગીર છે. આ બંને બહેનો મારી બંધુત્વની ભાવના પ્રત્યે ખેંચાયા જ કરે છે. હું જ્યારે સમય મળે છે ત્યારે તેમને સંભળાવવા સારૂ મારા જીવન–પ્રકરણ વાંચવા લાગું છું. હું રસોઈ બનાવીને જમવા બેસું છું ત્યારે કહું છું: 'આવો બહેન, મારી થાળીમાં મારી સાથે જમી લો.'

એક વખત સાંજે જરા અંધારૂં હતું. હું ખીચડી ખાવા બેઠેલો. મારા કોળિયામાં મોટો લાંબો વાળ હતો. મને દેખાતો નહોતો, પણ હું એ કોળિયો ખાવા જાઉં છું ત્યાં તો મારા હાથને ઝાપટ લાગી હોય તેમ થયું. કોળિયો થાળી બહાર જમીન પર પડી ગયો અને ઝીણો અવાજ આવ્યો: 'બાલ થા.' મેં તપાસ કરી તો ખરેખર લાંબો વાળ હતો.

પછી રાત્રે બે વાગે મેં વિલાસને સાધન પર લીધાં ત્યારે તેમણે કહ્યું: 'વાળ મેં જોયો હતો.' મેં કહ્યું: 'બહેન તમે તો મારા રક્ષણ–કર્તા બન્યાં.' 'ભાઈ! હું તમારે માટે જાન આપવા તૈયાર છું.' અને તેણે ઉમેર્યું: 'ચંદ્રાવલી ભાભી અમને મળી જાય તો કેવું સારૂં? મારૂં મન કહે છે કે લીલાબહેનની જેમ હું એને 'ભાભી' કહીને જ બોલાવું.'

આ સાંભળીને હું રડી પડ્યો. મને રડવું આવી જ ગયું શાંત થયા બાદ મેં તેમને પૂછ્યું: 'બહેન, હું રસોઇ કરવા બેસું ત્યારે તમે

મારા શરીરમાં પ્રવેશી જાઓ અને તમારા હાથની રસોઈ મને ખવડાવો.'

તે ખૂશ થતાં હસીને બોલ્યાં: 'ભાઈ! એવું તો હું દરરોજ કરવા તૈયાર છું; પણ મેં મારી જિંદગીમાં કદિ રસોઈ કરી જ નથી; પણ આ ગુલાબ રાંધી જાણે છે.'

ગુલ બોલી: 'મારા હાથનું પકાવેલું ખાય તો ભાઈ મુસલમાન થઈ જાય ને?'

વિલાસે ગુલાબને તત્કાળ એક તમાચો ચોડી દેતાં કહ્યું: 'શું તું હજુય મુસલમાન જ રહી? હવે આપણે શરીર જ ક્યાં છે?'

બીજે દિવસે મારા શરીરમાં ગુલાબે પ્રવેશ કરીને રસોઈ કરી.

મારા અનુભવની તો અવધી જ આવી ગઈ. જગતને જેમ માનવું હોય તેમ માને. બીજે દિવસે શાક તો એટલું બધું સ્વાદિષ્ટ લાગેલું કે હું પણ વિચારમાં પડી ગયેલો. વધેલું શાક પાડોશી વાસણ માંજનાર લઇ જાય તે પણ પૂછ્યા કરે: 'કાકા, આજે તો તમે બહુ જ સુંદર શાક બનાવ્યું હતું!' પણ એ બિચારી શું જાણે કે એ શાક બનાવનાર આ કાકો હતો કે પ્રેતાત્મા ગુલાબ?

મારો આ નગ્ન સત્ય અનુભવ કોણ માનવાનું છે? ન માને તેમાં હું શું કરૂં? દુનિયાને ન દેખાય, ન અનુભવવામાં આવે એમાં મારો શો દોષ?

---

આ દેહ રૂપી રથ વિષે આત્મા રૂપી છે સારથી,
ઇંદ્રિય રૂપી અશ્વ છે, જેની ભયંકર છે ગતિ;
એ અશ્વને વશ રાખીને સમજુ જનો રથ હાંકતા,
કાબૂ વગર તોફાની અશ્વો ખાડમાં રથ નાંખતા.



# વસુમતી

એક દિવસે વિલાસે મને કહ્યું કે નવાબ સાહેબકે જો પ્રાઇવેટ સેક્રેટરી હૈ ઉનકી એક જવાન બીસ વર્ષકી લડકી થી. વહ મેટ્રિક તક પઢી હુઇ થી. ઉસકા સ્વભાવ બહુત હી અચ્છા થા, બડી હી મિલનસાર થી, મેરે પાસ વહ હમેશાં આયા કરતી થી. ઉસકા રૂપ ભી કુછ કમ ન થા, શાન્ત ઔર હસમુખી થી. જાતિકી વહ હિન્દુ બનિયા હોને સે પડદા તો થા હી નહીં. નવાબ સાહબકા એક દિલજાન દોસ્ત ઉસકી નજર ખૂબ ખરાબ થી. વહ ઉસે આનેજાનેકે વક્ત બડે અદબસે બુલાતા થા. વહ ભી સાફ દિલસે ઉસસે બાત કરતી થી. ઉસકા દિલ મેરે સાથ ખુલા હુઆ થા. વહ મુઝે સબ કહ દેતી થી. મૈંને ઉસકો કહ દિયા થા કિ તૂ નવાબ સાહબકે ભાઇબંધકી મીઠી મીઠી બાતોંમેં આકર કહીં ફૅસ મત જાના. ઇતના અચ્છા થા કિ વહ બ્યાહી હુઇ થી. ઉસકા શૌહર (પતિ) વકીલ થા ઔર વહાઁ હી વકાલત કરતા થા. વહ કભી કભી સસુરાલ જાતી થી; મગર ન માલૂમ કયા હુઆ કિ વહ દો દિનકી બીમારીમેં મર ગઇ. ઉસકા નામ થા વસુમતી. તુમ ઉસે આજ બુલાઓ. અગર વહ આ જાય તો હમારે પાસ સુખી હોગી. ન જાને કૈસી હાલતમેં વહાઁ દુઃખ પાતી હોગી.”

મેં આ વાત સાંભળીને કહ્યું કે બેન, આજે તો પ્રયોગ કરવા

વિચાર નથી, કાલે જરૂર હું એને બોલાવીશ. પ્રેતસૃષ્ટિમાં જો હશે તો આવશે.

બીજી રાત્રે બે વાગે સાધન મૂકી હું પ્રેતાવાહન પ્રયોગ કરવા બેઠો. થોડી વારમાં જ તે મારા સાધન ઉપર આવી લાગી. વિલાસે વર્ણન કરેલું તેવી જ તે હતી. મેં કહ્યું : 'આવો વસુમતીબેન!'

તે મારા ભણી જોઇ રહી. આશ્ચર્યચકિત તે થઈ હતી. તે બોલી : 'તમે કોણ છો ?'

મેં બહુ જ મિઠાશથી કહ્યું : 'બેન! મૂંઝાશો નહીં. હું તમારો ભાઈ છું. મેં તમને પ્રેતાવાહનના પ્રયોગ દ્વારા અહીં બોલાવ્યાં છે?

તે બોલી : 'તમે મને અથવા મારા બાપુજીને જાણો છો ? મારા નામની તમને કેવી રીતે ખબર પડી ? શું તમે મને ઓળખો છો ?'

મેં કહ્યું : 'બેન! તમારા બાપુને તો હું ઓળખું છું. તમારી ઓરમાન માનું નામ પણ હું જાણું છું. તમને મેં કદી જોયાં નથી. તમારૂં નામ બતાવનાર, તમારા શહેરના એટલે રાજ્યના પાલક નવાબ સાહેબની......બેગમ સાહેબાને શું તમે જાણો છો ?'

જે વખતે હું આ કહી રહ્યો હતો તે વેળાએ વિલાસ અને ગુલ બંને મારી પાછળના ભાગમાં ઊભાં હતાં અને આ વસુમતીને જોઈ એને મળવા માટે ખૂબ જ ઉત્સુક થઇ રહ્યાં હતાં.

મારૂં કથન સાંભળી વસુમતી અજાયબ થતાં બોલી : 'શું ? મારાં બેગમ સાહેબ ! અત્રે ? હોય નહીં.'

મેં કહ્યું : 'બેન ! જરા શાંત થા હું હમણાં જ તારો ભ્રમ ભાંગી નાખું છું. મારી મરજી તારી સાથે વાત કરવાની હતી, પરંતુ

બેગમ સાહેબ અને ગુલ બંને તને મળવા માટે અધીરાં થઈ રહ્યાં છે; માટે હું હવે પછીથી વાત કરીશ, તું પ્રથમ તારી બેગમને મળી લે,'—એમ કહી મેં એને પ્રયોગના સાધન પર રાખી, વિલાસ તથા ગુલને માટે પ્રયોગ બદલ્યો. બદલતાં કેટલીવાર, એ જ મિનિટને ઝપાટે એ બંને સાધન પર આવી ગઈ અને વસુમતીને ભેટી પડ્યાં. હું એ દૃશ્ય જોઈ રહ્યો. એ ત્રિપુટીનો ફોટો પાડી લેવાય તો કેવું સરસ! મને કેમેરા સ્મરણમાં આવ્યો; પરંતુ એ ક્યાં અને કેમ બને? સૂક્ષ્મ શરીરીઓની છાયા શું આપણા કેમેરાની પ્લેટ પકડી શકે ખરી?

બેગમે તો ભેટીને વસુમતીના ગાલો ઉપર ચુંબનોનો વરસાદ વરસાવ્યો. એ તો વારંવાર ખૂબ જોરથી ભેટી રહી હતી. વસુમતીના આશ્ચર્યનો પાર ન હતો. બેગમે કહ્યું: 'વસુ! તૂ મુઝે આ મિલી ઇસસે મુઝે બડા હી આનંદ મિલા. તૂ બાવલી જૈસી ક્યોં હો ગઈ હૈ? દેખ, તૂ મેરે પ્યારે ભાઈકા હાથ જોડ, પૈરોં પડ ઔર નમસ્કાર કર. મૈં અબ મુસલમાન નહીં રહી. મૈં તો હિન્દૂ—આર્યધર્મી હૂં. મૈંને અપને પ્યારે ભાઈકા માનવધર્મ અંગીકાર કિયા હૈ.'

વસુમતી બે હાથ જોડી મને પગે લાગી. મેં એને આશીર્વાદ આપ્યા. વસુમતીનો ઉશ્કેરાટ મટી ગયો. બેગમે બધી વાત એને કરવા માંડી. પોતે અહીં આવી તે, ગુલની વિગત અને મારી હિસ્ટ્રી પણ એ એને કહી ગઈ. વળી પોતાના કહેવાથી જ મારા વ્હાલા ભાઈએ તને અહીં બોલાવી છે વગેરે ઘણું ઘણું એણે એને કહ્યું.

હું ચૂપચાપ બેઠો હતો. ગરમીથી મને અકળામણ તો થતી જ હતી. એમના આનંદમાં ભંગ પાડવા હું માગતો ન હતો; પણ વિલાસ મારી ખૂબ પ્રશંસા કરી રહી હતી એથી એ બધું સાંભળીને કંટાળો આવતો હતો.

મેં વિલાસને કહ્યું: 'બેન! હવે તું આની બાબત પૂછ અથવા મને પૂછવા દે.

વિલાસ મારૂં કહેવું જાણે સાંભળતી જ ન હોય તેમ વસુમતીને કહેવા લાગી: 'પ્યારી વસુ! મેરે જૈસી નસીબદાર દુનિયામેં કોઇ નહીં હૈ. પરમેશ્વરને મુઝે ઐસા ભાઈ દિયા હૈ કિ જિસકી બરાબરીમેં કોઈ નહીં હૈ. દેખ મેરે ભાઇકો! દેખા હૈ કભી ઐસા પ્યારા નિઃસ્વાર્થી ભાઈ?'

આ દશ્ય જોઇને મારાથી બોલાઈ જવાયું: 'આ ભાઇઘેલી બ્હેન તે આનું નામ.'

હવે વિલાસે વસુને કહેવા માંડ્યું: 'બોલ મારી પાસે રહેવું છે કે પાછા ત્યાં જવું છે?'

વસુ બોલી: 'ના, ના બેન! હવે હું તમને છોડીને ત્યાં દુઃખની ભડભડતી ભઠ્ઠીમાં સળગવા શું કામ જાઉં? તમે મને સળગતી લ્હાયમાંથી બોલાવી, હવે હું ત્યાં પાછી જાઉં? હવે તો હું તમારી સાથે જ રહીશ. તમે જ્યાં રહેશો ને રાખશો ત્યાં રહીશ. પહેલાં કરતાં તમે તો ખૂબ જ બદલાઇ ગયાં છો! હું તો કેટલીયે વખત રાત્રે મહેલમાં ગઈ પણ ત્યાં કેટલાક એવા મૂઆ છે જે મને ત્યાં તો શાના જવા દે! ઉલટા મારી પાછળ પડીને હેરાન હેરાન કરી નાખતા. હું તમને બહુ યાદ કરતી હતી. એક રાતે તો હું તમારી કબર ઉપર પણ ગઇ હતી. તમારી કબર પર જે છતરી છે તેના પર કોઇક બે બેઠા હતા. મને જોતાં જ તે બંને મારા પર તૂટી પડ્યા. તેમણે મને આખી રાત સતાવી. સવારમાં પરાણે તેમના પાસેથી છૂટી. તે પછી તો હું કદી પણ ત્યાં ગઇ જ નથી.'

વિલાસે પૂછ્યું: 'તું હાલમાં ક્યાં રહેતી હતી?'

તે બોલી: 'આપણા શહેર બહાર આબુ તરફ જવાના જનરલ રોડ પર જે જૂની-પુરાણી વાવ છે ત્યાં હું રહેતી હતી. ત્યાં બીજા

એટલા બધા હતા કે રોજ રાતે લડવાડ થાય. હું તો હેરાન હેરાન થઈ જતી. તે મને રોજ પીડતા હતા. પેલો મુઓ તમારો પિતરાઇ કાકો સસરો પણ ત્યાં જ છે. એણે તો મને ખૂબ દુઃખ દીધું છે. આખી રાત તે મારી સાથે નફ્ટાઇ ભરેલું બોલતો ને અત્યંત પજવતો હતો.'

આ સાંભળી વિલાસ દિલગીર થઇને રડી પડી. ગુલ ઉશ્કેરાઇ ગઇ ને બોલી: 'ભાઇ! આ વસુબેનને સતાવનાર પેલા પાપીને ખેંચી જરા સારો સ્વાદ ચખાડો. તમે એને બોલાવો. હું એ સાલાને સારી રીતે સ્વાદ ચખાડું. એ નીચ, કૂતરો, હરામી, સુવર છે મને પણ એ લુચ્ચાએ–બદમાશે એક વાર સતાવી હતી.'

મેં કહ્યું: 'બેન! તું શાંત થા. વેર વેરથી નાશ પામતું નથી, પણ પ્રેમથી નાશ પામે છે. કહ્યું પણ છે કે–**नहि वेरेन वेरानि संमन्तीध कुदाचन। अवेरेन च संमन्ति पस धम्मो सन तनो॥**–એ બધા દયાને પાત્ર છે. એવા દુષ્ટોને બોલાવવાથી આપણને શાંતિને બદલે અશાંતિ થશે, અને અશાંતિથી સુખ પણ નહીં મળે. **अशांतस्य कुतः सुखम्?** માટે એ દુર્જનોને બોલાવી અનર્થકારી પરંપરા શું કામ ઊભી કરવી?'

વિલાસ બોલી: 'ગુલ! ભાઈ બરાબર કહે છે. પછી તે મને કહેવા લાગી: 'ભાઈ! અબ તુમ ઇસ્કિ વસુકો ગંગાજળ પિલા કર પાવન કરો, ઇસિસે ઉસે શાન્તિ હોગી. અબ યહ ભી હમારે સાથ હી રહેગી.'

શીશામાંથી મેં ગંગાજળ લીધું, અંજલી ભરી ગાયત્રીમંત્ર હું જપવા લાગ્યો. વસુ તો કંપવા લાગી ને બોલી: 'આ તમે તો મને બાળી નાખવા ચાહો છો. મારે એ જળ નથી જોઇતું.'

મેં કહ્યું: 'બેન! તું ગભરાઇશ નહીં. ગંગાજળથી તું ડરીશ

નહિ. એનાથી હું તને બાળવા નથી માગતો પણ તારાં પાપોને બાળવા માંગું છું. તું સ્થિર ઊભી રહે. જો, હમણાં તને શાંતિ થશે.'

મેં એના પર મંત્રિત ગંગાજળ છાંટયું. એ તરફડવા લાગી. વિલાસે એને ઝાલીને કહ્યું: 'કેમ હવે બોલ.'

તે શાન્ત થઇ ગઈ. મેં ત્રણ વખત એ ગંગાજળની અંજલિ છાંટી. પછી તે વિલાસને ભેટી પડી ને બોલી: 'બહેન! મને હવે ઘણી શાંતિ મળી ગઈ છે.'

મેં વિલાસને કહ્યું: 'બેન! તમે હવે સાધન પરથી છૂટા થાઓ. હું તમને છોડું છું. વસુને અંદરની ઓરડીમાં લઈ જઇને બધું બતાવો તથા સમજાવો. હું થાકયો છું, સુઈ જઇશ.

મેં એમને છૂટાં કર્યાં અને ત્રણે રૂમમાં દોડી ગયાં. વિલાસે વસુને બધા ફોટા બતાવ્યા. હું સત્તર વર્ષ જૈન સાધુદશામાં રહ્યો હતો તે મોટો ફોટો બતાવી એણે એને બીજી ઘણી વાતો કરી. વિલાસે મારાં પુસ્તકો તેને બતાવ્યાં, તથા ઈ. સ. ૧૯૧૮ની સાલથી લખાયેલી ડાયરીઓ તેમજ મ્હારા જીવનના લખાયેલા દશ ભાગ ત્યાં જે ગોઠવેલા હતા તે દેખાડતાં બોલી કે આ બધું ભાઇએ લખ્યું છે. અમે ચાર ભાગ સાંભળ્યા છે, તને પણ ભાઈ સંભળાવશે. જે વખતે આ વાતો ચાલતી હતી ત્યારે હું પલંગ પર સૂતો હતો; પરંતુ ઊંઘ આવી ન હતી. મેં એમને કહ્યું: 'તમે બધા બહાર જરા ફરી આવો, અહીં મને હવે સૂઈ જવા દો.'

એ તરત બહાર ચાલ્યાં ગયાં. હું કલાક સૂતા બાદ ઊઠયો, પ્રભુદર્શન, પ્રાર્થના કરી લીધી અને તે પછી પ્રભાતનાં નિત્યકર્મ કરવા લાગ્યો.

પ્રભાત પછી બપોર અને સાંજ થતાં પાછી રાત પડી. બરાબર બે વાગે હું ઊઠયો. મેં સાધન મૂકીને વિલાસ, ગુલ અને વસુને

તે પર બોલાવ્યાં. મેં વસુને પૂછ્યું: 'કેમ બેન! અત્રે ગમશે ને? દિવસ કેવી રીતે પસાર થયો?'

તે ખૂશ થતાં બોલી: 'આ બેનોની સાથે મને બહુ જ મજા પડી છે. દિવસ તો વાતોમાં જ ગયો, ખબર જ પડી નહીં. હું તો હવે બેનને મૂકીને કયાંય જવાની નથી. બેને તો આખો દિવસ તમારી જ વાતો કર્યા કરી છે. તમે બપોરે બાર વાગે નિશાળેથી આવ્યા અને જે કરતા હતા તે બધું અમે જોતાં હતાં. એકાદ કલાક તમે સૂઇ ગયા હતા. ખસની ટટ્ટી છાંટી હતી. ઠંડો પવન આવતો હતો. અમે ત્રણે તમારી બાજુમાં જ બેસી રહ્યાં હતાં. બેન તો કહે છે કે હવે હું મુસલમાન નથી, હિંદુ બની ગઈ છું. મુસલમાની એક પણ ક્રિયા કરતી નથી. તમે તો બેનનું નામ પણ વિલાસ પાડયું છે. ભાઇ! તમે ૧૭ વર્ષ જૈનધર્મી સાધુદશામાં રહ્યા અમે પણ શ્રાવક જૈનધર્મ પાળનારા જ હતાં. મારા બાપુએ તમને જોયા હશે. મેં તમને કદી જોયા જ નથી.'

મેં કહ્યું: 'તારા જન્મ પહેલાં તો હું એ દંભી સાધુદશા છોડી ચૂકયો હતો, પછી તું કયાંથી મને જુએ? તારા બાપુજીને તથા તારા દાદાને તો હું સારી રીતે જાણું છું. એ મારા ગુરુજીના (પૂ. શ્રી વલ્લભવિજયજી) ખાસ ભક્ત અને સુધારક પક્ષના છે. જૈન કેળવણી મંડળમાં એમણે પાંચ હજાર રૂપીઆ આપ્યા હતા. હું મારૂં દંભી સાધુપણું છોડી ચૂકયો હતો તો ય તે મને અમદાવાદમાં આવીને મળી ગયા છે અને તારી જે એક ભાભી વિધવા છે તે અત્રે અભ્યાસ કરવા રહેલાં એની તને ખબર છે?'

તે બોલી: 'હા, હવે તો એ મુંબઈમાં છે. સિનિયર થયા પછી મુંબઈમાં જ નોકરી કરે છે. રૂા. ૬૦) માસિક મેળવે છે. તમારા ગુરુજીનો ફોટો તો અમારે ઘેર પણ છે. એ વખતે આપનું નામ શું હતું?'

મેં કહ્યું: 'હું એ વખતે **વિમલવિજય** નામધારી હતો, સાચો ભેખધારી સાધુ ન હતો. મારા જીવનવૃત્તાન્તથી વાકેફ થશો એટલે મારી સાધુદશાની પોકળ વાતો જાણવા મળશે. ખેર, આ બધી વાતો હવે આપણા માટે સમય ગાળવા પુરતી છે. તેં ધાર્મિક અભ્યાસ કેટલો કર્યો છે વારુ?'

તે બોલી: 'હું મેટ્રિક સુધી અંગ્રેજી તથા ધાર્મિક અભ્યાસમાં જૈન કોન્ફરન્સ તરફથી જે પરીક્ષા લેવાય છે તેમાં બીજે નંબરે આવેલી અને પ્રેમચંદ રાયચંદ સ્કોલરશીપમાંથી પંચોતેર રૂપીઆનું મેં ઇનામ મેળવેલું.'

મેં પૂછ્યું: 'બેન! જ્યારે તું આટલું ધાર્મિક જ્ઞાન ધરાવતી હતી છતાં તને અંતે તો પ્રેતદશા પ્રાપ્ત થઈ તો આ દશા મળવાનું કંઈ કારણ તું જાણે છે?'

તે બોલી: 'ના, મને એ કશી ખબર પડતી નથી કે હું પ્રેતદશાને કેમ પામી?'

મેં કહ્યું: 'તારું મૃત્યુ કેવી રીતે થયેલું? મરતી વખતે કશી વસ્તુમાં તારી વાસના હતી? જો સાચેસાચું બોલજે. જૂઠું બોલીને પોતાના આત્માને છેતરવો એ મહાપાપ છે.'

વિલાસ વચમાં બોલી ઉઠી: 'વ્હાલા ભાઈ! કયા અબ વહ આપકે સામને જૂઠ બોલેગી?' તેણે વસુને કહ્યું: 'દેખ, ભાઈ કે સામને જરા સા ભી પડદા મત રખના.'

વસુએ કહ્યું: 'હું તો કસુવાવડમાં મરી ગઈ હતી. વાસના તમે કોને કહો છો?'

મેં કહ્યું: 'જીવનમાં પ્રત્યેકને કોઇક પ્રકારની વાસના તો હોય છે જ. કોઇને ધન-ઘરેણાંમાં મન લાગેલું રહે છે, કોઈ પુત્ર-

પુત્રીઓમાં આસક્તિ ધરાવે છે, કોઈનું મકાનં કે બંગલામાં ચિત્ત ચોંટેલું હોય છે, કોઇ જીવાત્મા પતિ કે પત્નીમાં આસક્ત રહે છે. નાશવંત વસ્તુઓમાં મનનું જે ખેંચાણ હોય છે તે વૃત્તિઓને આભારી છે. આ દૂષિત વૃત્તિઓ એ જ વાસના. કામવાસનાના ભૂખ્યા જીવો કેવા અનર્થો કરતા હોય છે તેનાથી તું અજાણ તો નહીં જ હોય. હું ધારું છું કે તું વાસના કોને કહે છે તે સમજી શકે છે.'

તે બોલી: 'દુનિયાદારીના એ બધા જ વિચારો મારા મનમાં અવશ્ય ઘોળાતા હતા જ. દરેક ચીજમાં મને મોહ–મમત્વ હતાં; પણ ભાઈ! મને કહેતાં શરમ આવે છે.'

મેં વિલાસને કહ્યું: 'એ કહેતાં સંકોચાય છે. જો એનું દિલ દુઃખાતું હોય તો મારે એ બધું પૂછવાની કે જાણવાની જરૂર નથી.'

વિલાસે તત્કાળ વસુના ખભે હાથ મૂકી વહાલ સાથે કહેવા લાગી: 'અરી બહિન વસુ! ભાઈકે સામને સચ બાત કહેતે હુએ તૂ ઝિઝકતી ક્યોં હૈ? ભાઈ તો મનુષ્ય નહીં લેકિન દેવ હૈ. મેરે પ્યારે ભાઈકે સામને પડદા રક્ખેગી તો કૈસે બનેગા?'

મેં કહ્યું: 'ભલે, મારી આગળ ન કહેવું હોય તો ના સહી; પરંતુ તું એકલી વિલાસ આગળ કહી દે, હું ઊઠી જાઉં છું.'

વિલાસ બોલી: 'ના, ભાઈ નાં; યહ તો તુમ્હારે સામને હી સબ કુછ કહેગી.'

વસુ જરા સ્થિર થઇને હવે કહેવા લાગી: 'વ્હાલા ભાઈ! આ કામવાસના તો મારામાં અત્યંત હતી અને અત્યારે પણ એનાથી ખૂબ પીડાતી હોઉં એમ લાગે છે. હું પરણ્યા પહેલાં જ જ્યારે ૧૫ વર્ષની હતી ત્યારે મારા મામાના છોકરા સાથે પ્રેમમાં પડી હતી. અમે બંને ચોરી છૂપીથી મળતાં હતાં. મારી સાથે શરીરસંબંધ કરીને તે તો પછી ચાલ્યો જતો હતો પણ કોણ જાણે શાથી હું

તો એને માટે તરફડ્યા જ કરતી હતી. મને એના વગર જરાયે ચેન પડતું ન હતું. તે વખતે મને શું થતું હતું એ મને ખબર નથી. પરણ્યા પછી તો મારા પતિ સાથે કાંઇક થોડું સુખ હું અનુભવતી હતી. એ તો વકીલાત કરતા હતા, ધર્મભાવનાવાળા હતા. એ એક બે દિવસ સારુ બહાર જાય તોયે મને જરા પણ ગમતું નહિ. હું જ્યારે બધું જ સમજતી થઇ ત્યારે મને ખબર પડી કે મારી કામ-વાસના સંતોષાતી નથી. ઘણી વખત તો હું એમને ઝાપટી નાખતી હતી. મને ઘણી વાર એમ પણ થતું કે જાણે બીજા બે ચાર પુરુષો સાથે રમું. મારા ભણી ત્રણ જણા આકર્ષાતા હતા, અને હું એમના ભણી ખેંચાતી હતી. એક વાર તો હું આ વિલાસબેનને મળીને ઘેર જતાં સામે જ નવાબ સાહેબનો ભેટો થઈ ગયો. સાથે મારા બાપુજી પણ હતા એટલે નવાબ સાહેબે મને બોલાવી. ઊભે ઊભે બે જ મિનિટ એમણે મારી સાથે વાત કરી હતી. તેમણે મને પૂછ્યું હતું કે બેગમ સાહેબને મળવા ગયાં હતાં? મેં હા કહી હતી. તે વખતે મારા મનમાં થયેલું કે એ જો મને બોલાવે ને મારી સાથે સંભોગમ કરે તો કેવું સારું!'

આ સાંભળી વિલાસે નિસાસો નાખ્યો, નીચું જોઈ રહી. ગુલ મ્હારા ભણી જોઇને મુસ્કેરાઈ.

મેં વસુને કહ્યું: 'એનું એનું જ નામ વાસના. તારામાં કોઈ કર્મોના કારણે એ જાતની પ્રબળ કામવાસના હતી. આવી વાસના કાંઇ તારામાં જ હતી એમ નથી પણ ઘણી સ્ત્રીઓમાં અને પુરુષોમાં હોય છે અને એ ભયંકર વાસનાને પોષવા માટે તેઓ ઘણાં અનર્થકારી કામો કરીને પાપનાં ભારે મોટાં પોટલાં બાંધી અંતે પીડાય છે. ખેર, ભૂતકાળમાં જે બનવાનું હતું તે તો બની ગયું; પરંતુ હવે તને એ વાસના—કૂતરી સતાવે છે?'

મારો આ પ્રશ્ન સાંભળીને વિલાસ તો ઉત્તેજીત થઇને ઊભા

થઈ ગઇ અને વસુ ભણી હાથ લાંબો કરીને બોલી: ‘અબ ભી તુઝે યહ વાસના સતાતી હો તો અપને આપકો જલા કર રાખ કર દે. અગર તેરી ઐસી હી વાસના ભીતર મેં ભરી હુઇ હૈ તો તેરા મેરે પાસ રહના નહીં હો સકતા. મૈં તુઝે અપની પાસ નહીં રખ સકતી. ભાઇ! ભાઈ! ઇસે યહાઁસે જાને દો.’

મેં કહ્યું: ‘બેન! તમે શાન્ત થાઓ. તમે અત્યારે વિપરીત ઉપચાર કરો છો. એની અત્યારે દયા ખાવી જોઇએ. આપણે એને સાચી વાત પૂછી અને એણે પોતાનું દિલ ખોલીને સત્ય હકીકત કહી, હવે આપણાથી એનો તિરસ્કાર થઇ શકે નહીં. તમે તો તેનો હાથ ઝાલ્યો છે. હવે પાછાં એને દુઃખના ખાડામાં ધકેલવા માગો છો? એ તો તેણે ભૂતકાળની વાત કરી છે. હવે એ તમારી પાસે રહેશે તેમ તેમ એ સારૂં શીખશે ને સુખી થશે. મેં એને કેટલાક પ્રશ્નો પૂછેલા, હજુ તો તેણે તેના પૂરા ઉત્તરો પણ આપ્યા નથી.’

હું આમ કહેતો હતો ત્યારે વસુમતી તો હિબકે હિબકે રડતી હતી. મેં વિલાસને કહ્યું: ‘હું તો આવા પાપી જીવોના જ હાથ ઝાલવા માગું છું. આવાઓને પાપમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. પ્રભુ પતિતપાવન છે. એના ચરણના શરણમાં એને લઈ જવી જોઇએ. તમારો એના ઉપર કેટલો બધો પ્રેમ હતો, તે શું તમે એકદમ વિસરી ગયાં?’

વિલાસ બોલી: ‘ભાઇ! મુઝે માફ કરો, મૈં ભૂલી. ઇસિ અપરાધકી મુઝે તમ શિક્ષા કરો.’

વસુએ વિલાસના પગ ઝાલી લીધા ને રડતાં રડતાં બોલી: ‘તમે મને ગમે તે કરો: મારી નાખો, બાળી દો પરંતુ હું હવે તમને તજીને ક્યાંય જવાની નથી. તમે મારા પર દયા કરો. મને હજુ વાસના નથી સતાવતી એમ તો હું તમારા આ દેવ જેવા

ભાઈ આગળ શી રીતે ખોટું બોલું? તમે જ મને જૂઠું ન બોલવા માટે કહેલું છે; પરંતુ હું હવે તમારી પાસે રહીશ પછી મને શો ડર છે? મારી વાસના પોષવી કે મારવી એ તો હવે તમારા હાથની વાત છે.'

મેં વસુને કહ્યું: 'શાબાશ બેન! શાબાશ; તેં ઠીક ઉત્તર આપ્યો છે.'

વિલાસે રડીને તત્કાળ વસુમતીને છાતી સાથે ચાંપી દીધી. મેં કહ્યું: 'બેન વિલાસ! યુવાવસ્થામાં રૂપનો મદ, ધનનો મદ, વિદ્યા–બુદ્ધિનું ઘમંડ, બળનો–નિરોગીપણાનો અહંકાર વગેરે ભલભલાને ચકડોળે ચઢાવી દે છે તો આ વસુ બિચારી તો શી વિસાતમાં છે? એને એવા સંયોગો આવી મળ્યા અને કર્મોના સંસ્કારો તો પૂર્વના હોય એટલે કર્મોના નચાવ્યા પ્રમાણે એને નાચવું પડ્યું. સદ્બુદ્ધિ હોત તો વિવેક દ્વારા એ ખાડામાં પડતી બચી જાત; પણ કર્મભોગ સિવાય કાંઈ કોઈનોય છૂટકો છે? ચાલો, હવે તમે બધાં પહેલાંની પેઠે આનંદમાં આવી જાઓ.'

પછી ગંગાજળપ્રેમી વિલાસ મને કહેવા લાગી: 'ભાઈ! તુમ એક દફે ફિરસે ઈસ પર ગંગાજલ ડાલો ઔર પિલાઓ, જિસસે ઈસકા દિલ સાફ હો જાય.'

મેં કહ્યું: 'ભલે, હું તેમ કરું છું; પરંતુ દિલ તો સાફ ત્યારે જ થાય કે જ્યારે પોતાનાં કરેલાં પાપો માટે ખરા દિલથી પશ્ચાત્તાપ થાય.'

વસુ બોલી: 'ઓ મારા ભાઈ! હવે મને ઘણો જ પસ્તાવો થાય છે. શું તમને એમ લાગે છે કે આ દુઃખ અને ત્રાસ મને ગમતું હશે? હું તો ખરા દિલથી તમારા સૌની સમક્ષ પશ્ચાત્તાપ કરું છું.'

# કલ્યાણી

મેં…બાનુ માટે પ્રયોગ કર્યો. પંદર મિનિટ થતાં……નો પ્રેતાત્મા સાધન પર આવી લાગ્યો. ખરેખર તે તદ્દન નગ્ન દશામાં હતી. તેણીના લાંબા વાળ પગ સુધી લટકતા હતા. શરીર ભરાવદાર અને ચહેરો નિસ્તેજ હતો. વદન પરની ગમગીની સ્પષ્ટ દેખાઈ આવતી હતી. તે મારા ભણી જોઈ રહી.

મેં કહ્યું: 'બહેન! આવો. પણ આ શું? તને મરણ વખતે શું કફન પણ કોઈએ નથી આપ્યું?' તે બોલી: 'કફન તો મારા બાપે બહુ જ કિંમતી રેશમી આપેલું, પણ મને કબરમાં દાટયા પછી રાત્રિના સમયમાં ત્યાં રહેતા બે દરવેશોએ મારી કબર ખોદી તેમાંથી તે કાઢી લીધું!'

તેનું આ કથન સાંભળીને હું તો બહુ જ વિચારમાં પડી ગયો. આ પ્રેતની વાતથી મને ભારે અજાયબી લાગી. પ્રેતયોનિમાં ગયા પછી સ્થૂળ કફન સાથે શો સંબંધ? મેં ઘણા પ્રેતોને તેઓ જીવિત દશામાં જેવાં કપડાં પહેરે છે તેવી સ્થિતિમાં મરણ બાદ જોયેલાં છે ખરાં; પણ આ તો એક વિચિત્ર પ્રકારનો જ બનાવ છે. મેં વિચાર્યું કે કાં તો આને નગ્ન દશામાં રહેવું ગમતું હશે. મારા મનમાં ઘોળાતા આ કપડાંના પ્રશ્નનો ઉકેલ કેમ થાય?

મેં કહ્યું: 'બહેન! તું પ્રેતની હાલતમાં હતી તો પછી જ્યારે

પેલા દરવેશોએ તારી ઘોર ખોદી ત્યારે તેં તેમને ડરાવ્યા કેમ નહિ? તું તો તેમને સારો સ્વાદ ચખાડી શકવા માટે સમર્થ હતી.' તે બોલી: 'એ લોકો જ્યારે કબર ખોદતા હતા ત્યારે કુરાન–શરીફના કલમાઓ મનમાં મનમાં ભણતા હતા; તેથી હું અને મારી સાથેના બીજા જે હતા તે દૂર ઊભા રહી જોઈ રહ્યા!'

આ સાંભળી મારા મનમાં થયું કે જેમ ગાયત્રી–મંત્ર અથવા કોઈ પણ દેવનો મંત્ર બોલીએ તો પ્રેતો નજીક નથી આવતાં તેમ કુરાન–શરીફના કલમામાં પણ પવિત્ર પરમેશ્વરના નામના લીધે આ પ્રેતો કાંઈ કરી શકતાં નથી. એ ઘોરખોદુ મવાલીઓ પણ જબરા!

મેં કહ્યું: 'બહેન! તું અત્યારે ભલે પ્રેતદશામાં હોય પણ તું મારી પુત્રી સમાન કે બેન જેવી છે; છતાં તારે તારી નગ્ન દશા તો જરૂર ઢાંકવી જ જોઈએ. તને શરમ ન આવે, પણ મને તારી સાથે વાત કરતાં શરમ આવે છે.' મારૂં આ કથન સાંભળીને અંદરના ઓરડામાંથી વિલાસ એકદમ કૂદીને અંદર આવી અને... ને ભેટી પડી, તથા પોતે ઓઢેલું માથેથી ઉતારી...ની કમરે વીંટાળી દઈ મને કહ્યું: 'ભાઈ! યહ નાદાન માસુમ હૈ, યહ ઈસકે હાથકી બાત નહીં હૈ.' પછી વિલાસે...બાનુને કહ્યું: 'ભાઈ કો સલામ કર'...એ બે હાથે ઝૂકીને સલામ ભરી. પણ તે તો આશ્ચર્યમાં ડુબી ગઈ. એક બાજુ સામે હું શરીરધારી માણસ અને બીજી બાજુ પોતાના જેવા પ્રેતદશામાં પ્રેતોને જોઈ તે હેબતાઈ ગઈ અને બેબાકળી બની ગઈ. એટલામાં ઓરડીના બારણામાં સામે જ ગુલાબ, વસુ અને સુંદર એ ત્રણ પ્રેતાત્માઓને જોઈ તે વધારે મૂંઝાઈ. પ્રેતો તો પ્રેતોને પ્રેતદશામાં જોઈ શકે છે...એ એક ચીસ પાડી અને પોતાની બંને આંખોને બંને હાથોથી ઢાંકી દીધી અને રડવા લાગી. મારે હવે તેની અંદરનો મુંઝવાડો જલદીથી દૂર કરવાનો હતો.

મેં વિલાસને કહ્યું: 'એ તમને બધાને તથા મને જોઈને

ગભરાઈ ગઈ છે, માટે કાં તો તું સમજાવીને ખુલાસો કર અથવા મને બોલવા દે.'

વિલાસ કહેવા લાગી: 'તમે જ બોલો.' મેં કહ્યું: 'બેન! મોઢા પરથી હાથ લઈ લે. મારી સામે જરા તું જો. અહીં તને કશોય ભય નથી. મેં સુંદરનું અસલ નામ લઇને કહ્યું: 'જો આ તારી...અહીં છે અને એના કહેવાથી જ મેં તને બોલાવી છે. હું આ પ્રેતાવાહન કરવાની વિદ્યા જાણું છું. તને બોલાવવાનો હેતુ તને દુઃખી કરવાનો નથી; પણ તને સુખ થાય તેમ કરવા અમે ચાહીએ છીએ. મારૂં આ કથન સાંભળીને તેણે પોતાના હાથ મોં પરથી લઇ લીધા.

તેણે મારા ભણી જોયું અને પછીથી તે સુંદર ભણી જોવા લાગી. મેં પૂછ્યું: 'તું આ...ને ઓળખે છે? એ તારા સગાની પુત્રી છે. તને ખબર છે કે એ તારે શું થાય છે?' તે બોલી: 'હા, હવે મેં તેને બરાબર ઓળખી. એ મારા...ની દિકરી છે. એ અહીં શું કામ આવી છે? તમે તો હિંદુ દેખાઓ છો.'

મેં કહ્યું: 'બેન! હવે તું શાંત થઇને જેમ વાત કરે છે તેમ કર. તારૂં કહેવું બરાબર છે. હું બ્રાહ્મણ છું. એ તારી બેન મુસલમાન છે. એ પ્રેતોથી પીડાતી હતી. પ્રેતો એના પર કેવો ત્રાસ વર્તાવતા હતા! આ જે ત્રણ બેનો છે તેમની પણ એ ઓળખાણ આપશે.'

મેં તેને આગળ પૂછ્યું: 'બોલ તો તારૂં નામ શું છે?' તે બોલી: 'મારૂં નામ...'મેં કહ્યું: 'તું પરણી હતી?' તે બોલી: 'હું પરણેલી હતી, મારી શાદી તો ખૂબ ધામધૂમથી થઈ હતી.' મેં પૂછ્યું: 'તારા...ની દિકરી બેન તારાથી મોટી છે કે નાની?' તે બોલી: 'એ મારાથી મોટી છે.' 'તને સોળ વર્ષ થયાં હશે?' મેં પૂછ્યું. તે બોલી: 'હા, સોળમું ચાલે છે.' તું ક્યાં સુધી ભણી છો? એમ પૂછતાં તે બોલી: 'સ્કૂલમાંથી તો હું બાર વર્ષની હતી ત્યારે જ ઊઠી ગઈ હતી; પણ મેં ખાનગી અભ્યાસ ચોથી અંગ્રેજી સુધી તો કરેલો છે.'

મેં કહ્યું: 'તું પરણ્યા પછી સાસરે ગઈ હતી?' આ પ્રશ્નથી તે જરા મલકાઈ ગઇ ને નીચું મોં કરીને બોલી: 'હા.' મેં કહ્યું: 'તારો પતિ શું ભણેલો છે?' તે બોલી: 'તે તો ગયે વર્ષે ઇંટરમાં નાપાસ થયો છે.' મેં પૂછ્યું: 'તને તારો પતિ પ્રેમ કરતો હતો?' તે બોલી: 'તે તો શરીરે બહુ જ...અને...' આટલું બોલતાં એ અટકી ગઇ. મેં પૂછ્યું: 'તારૂં મોત કેવી રીતે થયું?' તે બોલી: 'મને ટાઇફોડ તાવ આવ્યો; ૧૨ દિવસનો મંદવાડ ભોગવી હું મરી ગઈ.'

'આ પ્રેતદશામાં આવ્યા બાદ તને દુઃખ લાગે છે કે સુખ?' મેં પૂછ્યું. 'સુખ શાનું? મને તો જરાય સુખ નથી.' તેણે કહ્યું. મેં પૂછ્યું: 'તને કોણ દુઃખ આપે છે?' તે કહેવા લાગી: 'મને હેરાન કરનારા તો ઘણા છે પણ પેલી એક ડોસી મુઈ છે તે તો મને હંમેશાં અત્યંત ત્રાસ આપે છે.' મેં કહ્યું: 'જો હવે તું તારી બેનને મળ અને વાત કર. એ તને બધું કહેશે. જો તારે સુખી થવું હોય તો એમની સાથે રહેજે. તેમની સાથે તને જરા પણ દુઃખ નહિ થાય, તેમજ ત્રાસ પણ કોઈ નહિ આપે.'

આટલી વાતચીત કર્યા પછી મેં મારી નજીકમાં જ બેઠેલાં વિલાસને બોલાવીને કહ્યું: 'હવે તમે સુંદર સાથે એને બધું કહો, સમજાવો. હું જરા પથારી પર સૂઈ જાઉં. જો એની મરજી તમારી સાથે રહેવાની હોય તો ખુશીથી રાખજો.' એટલું કહી હું સામે પથારી પર સૂઇ ગયો. અને પડ્યો પડ્યો તેઓની ચેષ્ટા જોતો રહ્યો.

સુંદર એ બાળાને ખૂબ જોરથી ભેટી પડી અને તેને બધી વાત કરી દીધી, કે મેં તને ત્રાસ પામતાં જોઇ હતી, એટલે જ અહીં તને બોલાવી છે. તે પછી સુંદરે વિલાસ, અને વસુનો પરિચય આપ્યો; વિલાસ તેના માથા પર હાથ ફેરવતી હતી. સુંદરે પોતાની વાત કરી અને સાથે એમ પણ કહ્યું: 'હવે તો મારૂં નામ સુંદર

છે. હું તો અહીં આવ્યા પછી એવી આનંદમાં છું કે ન પૂછો વાત.' વિલાસે ધીમે ધીમે એની આગળ મારી પણ વાત કરી અને સમજાવવા લાગી કે ભાઈ તારો સંતાપ જરૂર દૂર કરશે. આપણે બધાં સાથે રહીશું, આનંદમાં જીવન પસાર કરીશું. આ તારી બેને... સ્વીકાર્યો છે. તને માંસ–માટી ખાવાની મરજી થાય છે? એ કેટલું બધું ખરાબ! જીવતા જાનવરને મારી તેનું માંસ ખાવું એ કેટલું ઘાતકી કામ છે? માલીકે લાખો ચીજો, ફળો બનાવ્યાં છે. આપણને કોઈ મારે છે ત્યારે કેટલું દુઃખ થાય છે? ત્યારે બિચારાં મુગાં જાનવરો બકરી, મરઘાં, બતક વગેરેની ગરદન પર છરો ફેરવતાં જરા પણ દયા નથી આવતી? આ તે શું વાજબી કહેવાય?' હું સાંભળતો સાંભળતો ઊંઘી જ ગયો.

સવારે ચાર વાગે વિલાસે તાળી પાડીને મને જગાડયો. વિલાસ કહેવા લાગી: 'જુઓ, હવે આ નવાં બેનને ગંગાજળ આપી પાવન કરો. હવે એ પોતે રાજીખુશીથી પોતાનું નામ બદલવા માટે કહે છે અને સુંદરની પેઠે તેને પણ...બનાવી દ્યો. તેને તો અમારી સાથે જ રહેવું છે. અમને એ છોડવા જ નથી માગતી.'

હું સાધન આગળ જઈને બેઠો, પણ એ બધાં સાધન બહાર હતાં. મેં કહ્યું: 'બેન! હવે તમને ખાતરી થઇ કે અમે તમને પ્રેતોના ત્રાસમાંથી બચાવી લેવા માટે જ બોલાવેલાં હતાં, હવે શો વિચાર છે? એ બોલી: 'ભાઈસાહેબ! મને બહુ જ આનંદ થયો છે. હવે તો હું આ બધાંની સાથે જ રહીશ. મારે પણ સુંદરની પેઠે...બનવું છે. મને...બનાવો.' મેં કહ્યું: 'એમના કહેવાથી તારે માનવાનું નથી; પણ તારૂં અંતર માનતું હોય તો જ તારે...' હું આગળ બોલવા જતો હતો; પણ તરત તે કહેવા લાગી: 'ના, ભાઈ! ના, હું એમના કહેવાથી નહિ, પણ મારા ખરા દિલથી કહું છું કે મારે...થવું છે. મને પાવન કરો.'

મેં કહ્યું: 'બેન! હજુ સુધી ધર્મ સંબંધી ખુદ મને જ જ્ઞાન નથી. બહારથી હિંદુ, ખ્રિસ્તી, પારસી, મુસલમાન હોય, પણ આત્મામાં શ્રદ્ધા ન હોય તો? અત્યારે તું પ્રત્યક્ષ જોઈ રહી છે, કે આ પ્રેત-દશા પહેલાં તું...તરીકે હતી. તે શરીરમાંથી તારો જીવાત્મા નીકળીને કર્મવશ પ્રેત થયો. પ્રેતદશાની પણ પોતાનાં કરેલાં કર્માનુસાર સ્થિતિ બદલાશે. આ દશામાં જો બૂરી ભાવના રાખવામાં આવશે તો એથી પણ ખરાબ દશા થવાની છે; માટે કોઈના પ્રત્યે વેર, દ્વેષ, ખાર વગેરે રાખવું નહિ. એ સંબંધમાં હું કોઈ વખતે તને સમજાવીશ. આ વિલાસ પણ તને ઠીક ઠીક કહેશે. પ્રભુમાં શ્રદ્ધા રાખી તેની પ્રાર્થના કરવી.'

પછી મેં શીશામાંથી ગંગાજળ લીધું અને અંજલિ ભરી ૨૧ વખત ગાયત્રીમંત્ર વડે મંત્રીને તેના પર છાંટ્યું. તે પ્રથમ તો જરા કંપી, પણ વિલાસ કહેવા લાગી: 'અમને બધાંને ગંગાજળ આપો.' તેથી મેં વાટકીમાં આપ્યું. એ તો ખૂશ થતાં આનંદથી કૂદવા લાગ્યાં. તે પછી સુંદરે વિલાસને કહ્યું: 'તમે ભાઈને કહો કે...નું નામ પાડો.' મેં કહ્યું: 'નામ સરસ છે, એ શું ખોટું છે?' વિલાસ કહે: 'નહિ, નામ તો બદલી જ નાખો.' મેં કહ્યું: 'નામથી જ જો કલ્યાણ થતું હોય તો એનું નામ કલ્યાણી.'

વસુ બોલી: 'બહુ જ સરસ.' મેં કહ્યું: 'જુઓ, હવે તમે પાંચ થયાં. તમારે બધાંએ એકબીજા સાથે પ્રેમથી વર્તવાનું છે. તમે ચારે વિલાસને વડીલ તરીકે માનજો. પછી ભલે તમે બધી એનો તરીકે રહો.

'જુઓ, તમે પ્રેતદશામાં છો. તમે બધાં પક્ષીની પેઠે હવામાં ઊડવાની શક્તિ ધરાવો છો; પરંતુ તમારે કદી પણ નીચ કોટીનાં પ્રેતો સાથે ભળવું નહિ અને જો સુખી જ થવું હોય તો જેમ

વિલાસ કહે છે અને કરે છે તેમ કરજો. તેની આજ્ઞા તમે માનજો.' તેઓએ મારૂં કથન માન્ય રાખ્યું.

સુંદર કહેવા લાગી: 'મેં આખું અમદાવાદ જોયું છે અને અમદાવાદમાં જોવાલાયક સ્થળો પણ જોયાં છે, માટે હું એ બધાંને સાથે લઇ બધે ફેરવીને દેખાડી લાવું.' મેં કહ્યું: 'ભલે, પણ તમે રાતે જુઓ તો તમને જ્યાં ત્યાં સેંકડો ભૂતો અને પ્રેતોનો ભેટો થશે—માટે દિવસે નીકળો.' વિલાસે કહ્યું: 'હા, એ જ ઠીક છે.'



ભવદરિયે ભક્તિનાવે, ચઢયો જે કોઇ વિશુદ્ધ ભાવે;
વિપત્તિ દાનવે તેને બીવડાવ્યો ના કદિ.

× × ×

અત્યુત્તમ આ મળ્યું ટાણું,
ભજન એ તો દૈવી નાણું;
જો ન વટાવ્યું જમનું થાણું,
પસ્તાવાનું રહેવાનું.



# સુંદર

**એકવીસ** વર્ષ વીત્યાં, અમદાવાદમાં એક પૈસાપાત્ર મસ્લિમ યુવતિ મરણ પામી હતી. એ બાળાના પિતા વ્હોરા જાતિના હતા. એ શેઠનું નામ, ઠામ હું જાણી જોઈને લખતો નથી; પરંતુ એમના ઉપર લક્ષ્મીદેવીની મહેર છે, બંગલા છે, મોટરો છે અને સારી સાહ્યબી ધરાવે છે. બાળાનું નામ જાણ્યા વગર પ્રયોગ પણ શી રીતે થાય? એ બાળાના પાયદસ્તને દિવસે ઘણા લોકો ત્યાં હાજર હતા ત્યારે માત્ર એટલું જ બજારમાં સાંભળેલું કે શેઠ......ની, યુવતિ દીકરી મરી ગઈ છે. આ બાળાનું નામ હું વાતે વાતમાં એક મારા અતિ પરિચિત વ્હોરા ભાઈથી જાણી આવ્યો અને મારા રૂમમાં રાત્રે પ્રયોગ કરવા બેઠો.

દશ મિનિટ નહિ થઈ હોય ત્યાં તો એ પ્રેતાત્મા મારા સાધન ઉપર આવી ગયો. વ્હોરા લોકો જેમ ઘરમાં પોતાનો પહેરવેશ રાખે છે તેવો ઢીલો સુરવાલ, પહેરણ અને માથે રૂમાલ બાંધેલો હતો. એ બાળાની અજાયબીનો પાર ન હતો. બેબાકળી બની એ આજુ-બાજુ જુએ ને મારા ભણી જુએ—આમ ચાર પાંચ વખત એણે કર્યું. મેં એને નામ દઈને બોલાવી કે......બેન! આવો.

તે બોલી: 'તમે મને ઓળખો છો? હું તો તમને નથી ઓળખતી. તમે મને શું કામ બોલાવી છે?'

મેં કહ્યું: 'બેન! તમે જરા પણ મૂંઝાઓ નહીં, ડરો નહીં. હું પણ તમને ઓળખતો નથી: પરંતુ હું એટલું જાણું છું કે તમે ......શેઠનાં દીકરી છો. તમે ભરયુવાનીમાં મરણ પામ્યાં તેથી મને ઘણું લાગી આવવાથી મેં તમને આજે અહીં ભગવાનનગર સોસાયટી –અમદાવાદમાં મારા ઘરમાં બોલાવ્યાં છે. પ્રેતોને બોલાવવાની વિદ્યા મને આવડે છે. તમે અત્યારે પ્રેતાવાહનની વિદ્યાના બળે ખેંચાઈ આવ્યાં છો. મારે તમારા પાસેથી કશો જ સ્વાર્થ સાધવાનો નથી. હું તમને સતાવવા કે દુઃખી કરવા ચાહતો નથી. તમારે માટે મારી દાનત તદ્દન સાફ છે. હું તમને મારી સગી બેન સમાન ગણું છું; માટે મારી સાથે તમે દિલ ખોલીને વાત કરશો તો તમને જરાય વાંધો નહિ આવે.'

તે બોલી: 'તમે મને શું પૂછવા માંગો છો?'

મેં કહ્યું: 'તમે કાંઈ ભણ્યાં છો?'

તે કહે: 'હા, હું છ ધોરણ ગુજરાતી અને ત્રણ ધોરણ અંગ્રેજી ભણી અને પછી તો અમારામાં પડદાનો રિવાજ એટલે બહાર નીકળાય નહીં.'

મેં કહ્યું: 'તમે પરણ્યાં હતાં?' તે કહે: 'હા.'

મેં કહ્યું: 'તમે આ અમદાવાદ સિવાય બીજાં કોઈ શહેરો જોયાં છે?'

તે કહે: 'હા, સુરત–ભરૂચ–મુંબઈ અને પૂના.'

મેં કહ્યું: 'મુંબઈ અને પુના શું કામ ગયાં હતાં?'

તે કહે: 'મારા પતિની સાથે ફરવા, સ્હેલ કરવા, બધું જોવા હું ગયેલી.'

મેં કહ્યું: 'તમે પરણ્યા ત્યારે તમારી ઉંમર કેટલી હતી, યાદ છે?'

તે કહે: 'ચૌદ વર્ષ ઉપર હતી.'

મેં કહ્યું: 'તમારા પોતાના મરણનું કારણ શું છે તે તમે જાણો છો? ફક્ત મંદવાડ હતો કે બીજો કાંઇ ઉપદ્રવ હતો?'

તે કહેવા લાગી: 'મારા પતિની મોટીબેન ઘણાં વર્ષ પહેલાં મરી ગઈ હતી તે મારા શરીરમાં આવીને મને પીડતી હતી. મારાં માતાપિતાને ખબર પડી ગઇ હતી કે આના શરીરને એની નણંદ ત્રાસ આપે છે. હું વખતોવખત બેશુદ્ધ બની જતી હતી. મારા પતિ કહેતા હતા કે આ વાત તદ્દન જૂઠી છે, વહેમ છે. છ માસથી હું મારાં માબાપને ત્યાં રહેતી હતી. મારા બાપુજી મને મુંબઇથી લઈ આવેલા. મારા માટે મ્હારાં માબાપે તો ઘણા ઇલાજ કર્યા, ઘણી માનતાઓ માની, વૈદ્ય–ડોકટરો–હકીમો ફરી વળ્યા, કેટલેક ઠેકાણે મને લઈ ગયા પણ મને તો દિવસે દિવસે વધતું ગયું. પછી તો મારા શરીરમાં બે ત્રણ બીજાં પ્રેતો આવીને મને પીડવા લાગ્યાં.'

મેં પૂછ્યું: 'તે વખતે તને જે સતાવતા હતા તે હમણાં પણ સતાવે છે?'

એ બોલી: 'હવે તો તેઓ મને હદપાર પજવે છે. હમણાં પણ મને એ પીડી રહ્યાં હતાં.'

મેં કહ્યું: 'તારી નણંદ અત્યારે પણ તને સતાવે છે?'

તે બોલી: 'એ પોતેજ અત્યારે તો પીડાય છે; પણ એ ખૂબ નફ્ફટ છે. પેલાં હલકાં પ્રેતો સાથે એ નાચે છે, કૂદે છે અને જ્યારે એ એને મારવા માંડે છે ત્યારે એ રાડો પાડે છે.'

મેં કહ્યું: 'તમે રહો છો ક્યાં?'

તે કહે: 'સરસપુરની બાજુમાં અમારા વ્હોરાઓનું કબ્રસ્તાન છે ત્યાં; પરંતુ પેલા જે બે જણ છે તેઓ મને નજીકમાં રહેલી વાવમાં બળજબળીથી ખેંચી જઇ ખૂબ હેરાન કરે છે.'

મેં કહ્યું : 'તારે એ ત્રાસમાંથી છૂટવું છે? જો એ દુઃખમાંથી મુક્ત થવું હોય તો હું તારા માટે એક એવું સરસ સ્થાન બતાવું કે ત્યાં એ તને સતાવી નહીં શકે.'

તે બોલી: 'ભાઈ! તો તો મારા ગરીબ ઉપર તમારો મોટો ઉપકાર. તમે જે કહેશો તે કરીશ.'

મારા મનમાં થયું કે વિલાસની સાથે આને મેળવી વાતચીત કરાવું ને એને ક્યાં રાખવી તે સલાહ લઉં. વિલાસ વગેરેને મેં તત્કાળ બોલાવ્યાં. વિલાસ અને ગુલ આવ્યાં. વિલાસ તો તેને ભેટીને ઊભી. વિલાસને જોઇ એ ચકિત થઈ ગઈ; પણ વિલાસે તેની સાથે બધી વાત કરી, ખુલાસો કર્યો ને બાહુ સારી રીતે પ્રેમથી એને સમજાવી. વિલાસની વાત સાંભળીને એ ખૂશ ખૂશ થઈ અને કહેવા લાગી કે તમે મને તમારી પાસે રાખી લ્યો. હું તમારી પાસે રહેવા તૈયાર છું.

વિલાસે કહ્યું : 'અમારી પાસે રહેવું હોય તો તું સનાતન-ધર્મી થઇ જા.'

મેં વિલાસને કહ્યું : 'બેન! તમે આ શું કરો છો? કોઇના ઉપર આવી ફરજ લાદવી એ મને પસંદ નથી.'

વિલાસ મને કહેવા લાગી : 'ભાઈ! તુમ ઇસ વક્ત હમારે બીચમેં મત આઓ. જો મૈં કરના ચાહતી હૂં વહ મુઝે કરને દો. મૈં ઇસે જબરદસ્તી આર્ય બનાના નહીં ચાહતી. તુમ યહાંસે અભી બાહર ચલે જાઓ.'

આ સાંભળી મને હસવું આવ્યું. હું પ્રયોગ છોડી દઈ ત્યાંથી બહાર હવામાં ચાલ્યો આવ્યો. મારા મનમાં થયું કે વિલાસની શ્રદ્ધા અજબ છે, ગજબ છે. આવા ઉન્નત આત્માઓ શું ન કરી શકે? મારી આજ્ઞા પ્રમાણે ચાલનાર, મારા કહ્યા પ્રમાણે વર્તનાર

આ મારી બેન વિલાસ, તે આજે પ્રથમવાર મારા ઉપર શાસન ચલાવી રહી છે. પ્રભો ! તારી કૃપા અપાર છે. આ શું બને છે અને હવે શું બનશે તે મને સમજાતું નથી. હું આ પ્રેતાવાહન-વિદ્યાને મારા આત્મોન્નતિના માર્ગમાં હાનિકર–બાધક માનું છું. પ્રેતાવાહન એ અતિ ક્ષુદ્ર બાબત છે; છતાંય એનું આવું સુંદર પરિણામ આવશે એ મારા ખ્યાલમાં જ ન હતું. હે પ્રભો ! તારી માયાનો પાર કોણ પામી શકે ? તારી લીલા વિચિત્ર છે. તું અમૃતને વિષ અને વિષને અમૃત બનાવી શકે છે. હે ઇશ્વર ! હું તો તારા ચરણના શરણમાં છું. મારી પૂજા–સામગ્રી આગળ આસન ઉપર બેસી હું ઉપર મુજબ પ્રભુને કરગરી રહ્યો.

અડધો કલાક થઈ ગયો. વિલાસ અને એ અંદરની ઓરડીમાં વાતો કરતાં હતાં. હું એમની વાતો સાંભળવા ચાહત તો ખુશીથી સાંભળી શકત પણ મારા મનમાં એવી વૃત્તિ જ ઊઠી નહીં. એટલામાં વિલાસ તાળી પાડતી અને ખૂશ થતી મારી સામે આવી બોલી : 'ભાઇ, ભાઈ ! ઊઠ જલદી ગંગાજલ લા.'

હું ઊભો થયો. પાણિયારામાં શીશો હતો તે લઈ પ્યાલામાં ગંગાજળ નાખી મેં નીચે મૂક્યું. વિલાસ, ગુલ, વસુ અને એ બાળા મારી ઓરડીમાં ઊભાં હતા. વિલાસ આગળ ઊભી હતી. એ બાળા ગુલના ખભા ઉપર હાથ મૂકી ઊભી રહી હતી. વિલાસ મને કહેવા લાગી : 'યહ ગંગાજળ નીચે ક્યોં રખ દિયા ?'

મેં કહ્યું : 'શું કરૂં ? તેં માગ્યું ને મેં આપ્યું.'

તે કહેવા લાગી : 'ભાઇ ! તૂ ઐસા ક્યોં હો ગયા હૈ ? ઇસ જલકો લે ઔર ગાયત્રીમંત્ર પઢ કર ઇસે પવિત્ર બના, ઇસિ પર ડાલ ઔર પીલા દે. યહ બાળા પવિત્ર આર્યધર્મી બનનેકો તૈયાર હૈ. ઇસને ક્ષુદ્ર ધર્મ છોડ દિયા હૈ.'

મેં કહ્યું : 'બેન ! ધર્મ ક્ષુદ્ર નથી પણ મન ક્ષુદ્ર હોય છે.'

વિલાસે તો મને ફરીથી સત્તાધીશ તરીકે કહ્યું: 'ભાઈ! યહ મૈં ઇસ વક્ત કુછ નહીં સુનના ચાહતી. મૈં જો કહતી હૂઁ પહેલે તૂ વહ કર.'

મેં કહ્યું: 'બેન! તું આટલી ઉતાવળ ન કર. મને કેટલીક બાબતોનો ખુલાસો કરી લેવા દે.

વિલાસ કહેવા લાગી: 'સબ કુછ પીછે ખુલાસા કરના. મૈં જલ્દી નહીં કરતી. મૈંને સબ સુન લિયા ઔર આવશ્યક ખુલાસા ભી હો ગયા હૈ; અબ જલ્દીસે ગંગાજલ લા.'

મેં ગંગાજળવાળો પ્યાલો હાથમાં લઈ આસન પર બેસી એકવીસ વખત ગાયત્રીમંત્ર વડે મંત્રીને જરા હસ્યો ને પૂછ્યું કે શું કરૂં?

વિલાસ બોલી: 'શું કરૂં શું? આના ઉપર છાંટ અને એને પા તથા એનું પલીત જેવું નામ બદલીને પ્રભુને ગમે એવું સુંદર નામ પાડ.'

વિલાસની આવી ભાવના જોઈ હું તો અંદરથી આનંદમાં ગરકાવ થઇ રહ્યો હતો. મેં અંજલી ભરી અને તેના પર છાંટી. તે તો ધ્રૂજવા લાગી, સિસિયારી બોલાવવા લાગી. વિલાસે તેને ઝાલી લીધી અને કહ્યું કે બેન! ઘબરા મત. એ મને કહેવા લાગી કે ત્રણવાર છાંટ. મેં તેમ કર્યું, બાકીનું નીચે મૂક્યું.

વિલાસ તે બાળાને બોલી કે લે આ પીજા. તે પી ગઈ. પીતી વખતે તો જેમ માંદુ માણસ કડવી દવા પીએ તેવું મોં તેણે કર્યું; પણ પછીથી હસી પડી અને બોલી કે મને તો બહુજ આનંદ થયો.

વિલાસે મને કહ્યું: 'બોલ ભાઈ! એનું નામ શું?'

મેં કહ્યું: 'આનું નામ તો તું પોતેજ બોલી ગઇ એજ એનું નામ.'

વિલાસ બોલી: 'હું ક્યાં એનું નામ બોલી છું?'

મેં કહ્યું: 'કેમ? હમણાં જ તું બોલી કે પ્રભુને ગમે એવું સુંદર નામ પાડ, એટલે એનું નામ સુંદર.'

આ સાંભળીને વિલાસ તો તાળીઓ પાડવા લાગી ને ખૂબ ખૂશ થતાં બોલી: 'ભાઇ! તૂને તો કમાલ કી.' પછી પેલીને કહેવા લાગી: 'દેખ, તેરા નામ આજસે સુંદર હૈ.'

વિલાસે તો પ્રભુનાં પાંચ સાત નામો એની પાસે બોલાવ્યાં અને એક ભજન ગાયું. પછી વિલાસે મને શરબતનો એક ગ્લાસ બનાવી આપવા કહ્યું. મેં ગ્લાસ તૈયાર કરી એમને આપ્યો. એ ચારે બેનોએ મળીને થોડું થોડું પીધું. આ બધી ક્રિયા કેવી? સૂક્ષ્મ. શરબત તો એમનું એમ હતું. મેં કહ્યું કે ત્યારે આ શરબત હવે હું પી લઉં?

વિલાસ બોલી: 'ના ખબરદાર! આ શરબત અમારું બધાનું એંઠું છે. તારે પીવાલાયક એ નથી.'

હવે મારે એ જાણવું હતું કે વિલાસે સુંદરને કેવી રીતે સમજાવી અને શું વાતો કરી. તેથી મેં વિલાસને કહ્યું. વિલાસ ગુલને બોલી કે તમે ત્રણે બહાર ફરી આવો. ગુલ, વસુ અને સુંદર બહાર ચાલ્યાં ગયાં. પછી તો વિલાસ મને પૂછ્યા વગર જ કહેવા લાગી: 'ભાઇ! મૈને ઇસકા દિલ અચ્છી તરહસે લે લિયા થા. ઇસકી કિતની છોટી સી ઉમ્ર! ઇસે અભી દુનિયાકી હવા ભી બરાબર નહીં લગી. પતિકે સાથ કુછ થોડા સંસાર સુખ ભોગા હૈ. ઉન સૈતાન પાપીઓંકે વશમેં પડી રહતી તો ન જાને વે ઉસ પર ક્યા ક્યા જુલ્મ ગુજારતે. ઇસે અપને બાપકે સિવાય કિસી પર ભી પ્રેમ નહીં થા. ઇસકી માતા તો જબ વહ પાંચ સાલકી થી તબ મર ગઈ થીં. ઓરમાન માતા હૈ. મૈંને ઉસકો અપની બાત કહી થી ઔર તુમ્હારે પાસ આનેસે કૈસી સુખી હુઇ યહ ભી સબ કહા થા.'

મેં કહ્યું : 'મારો તો વિચાર એ હતો કે પીર સાહેબને સોંપી દઉં; પણ તમે તો આ રસ્તો લીધો. ઠીક, પણ તમે આડીયાં આ રીતે ટોળું ભેગું કરો એ મને જરા ઠીક લાગતું નથી.'

વિલાસ બોલી : 'ભાઇ! તુમ્હારા કથન બરાબર હૈ, લેકિન મૈં તો તુમ્હેં યહી કહતી હૂઁ કિ તુમ ઐસી ઐસી મુસ્લિમ વ્યક્તિઓંકા નામ વગૈરહકા પતા લેકર ઉન્હીંકો હી બુલાઓ. આજ મુઝે બડી ખુશી હુઈ હૈ. દુખિયોંકી સેવા તો મુઝે તૂને હી સિખાઇ હૈ. પ્રભુકી અપને પર પરમ કૃપા હૈ.'

મેં કહ્યું : 'આજે તો જે કાંઇ થયું તે તમેજ કર્યું છે. હું તને ધન્યવાદ આપું છું.'

તે બોલી : 'ભાઇ! દેખ, યદિ તૂ ઐસા બોલેગા તો મૈં તુઝે તમાચા મારૂંગી. જા, મૈં અબ તુઝસે રિસા જાતી હૂં'— એટલું કહી જાળીમાંથી એ બહાર નાસી ગઇ. મેં ઘડિયાળમાં જોયું તો પોણા પાંચ થયા હતા. શરીરનો થાક ઉતારવા હું પથારીમાં પડ્યો. પ્રભાતમાં સાડા છ વાગે હું જ્યારે પ્રભુનાં દર્શન કરતો હતો ત્યારે એ ચારે બેનો ઓરડીના બારણામાં ઊભી રહી જોતી હતી.

મને આખો દિવસ વિલાસની ઉચ્ચ ભાવનાના વિચારો આવતા રહ્યા. કયાં પ્રેતો અને ક્યાં આ શુભ ભાવના! નિકૃષ્ટ પ્રેતાવાહનવિદ્યાનું આવુ ઉત્તમ પરિણામ ?!

---

રે-કઇ વેળા પડશે દેહ, નથી ભરોંસો તેનો ઇહ;
માટે ચેતી સવેળા નેહ, શ્રી હરિથી બાંધવો.



# મુરબ્બી માસ્ટર સાહેબશ્રી વિશ્વવંદ્ય

દિનાંક ૬–૬–૪૦ બુધવારની રાત્રે બરાબર બે વાગે સાધન મૂકી હું પ્રયોગ કરવા બેઠો. જેમના માટે મારે આજે પ્રયોગ કરવો હતો તે મારા મુરબ્બી, મારા પરમ સ્નેહી, ધર્મબંધુ વિશ્વવંદ્ય શ્રી જીવણલાલ છોટાલાલ માસ્ટર (વડોદરા) હતા. ગુજરાતમાં એવો કોઈ સાક્ષર નહિ હોય કે જે એમનું નામ ન જાણતો હોય. એમણે ગુજરાતની કે ગુજરાતી ભાષાની જે સેવા બજાવી છે તે તો અમર છે. આજથી પાંત્રીશ વર્ષ પહેલાં જ્યારે હું ગુજરાતી ભાષા સારી રીતે જાણતો ન હતો; ત્યારે તેમનાં રચેલાં પુસ્તકો અને એમના લેખોથી જ ગુજરાતી બોલવા, સમજવા તથા લખવાને હું શક્તિમાન થયેલો. ખરેખર કહું તો એમની લખેલી 'પ્રગતિ' એ જ મારા જીવનની પ્રગતિ કરી છે. જ્યારે હું 'મહાકાલ' અને 'યમદંડ'ની ફાઈલો સને ૧૯૧૬–૧૭માં વાંચતો ત્યારે મારો આત્મા આનંદના આવેશથી ઉછાળા મારતો. ગુજરાતમાં ગુર્જરગિરાના ઘણા સમર્થ સાહિત્ય-શિરોમણિ સાક્ષરો ભલે થઈ ગયા હોય અને હજુ હયાત પણ હોય; પરંતુ મારે લખવું જ જોઈએ, કે મારા માટે તો શ્રી વિશ્વવંદ્યની લેખિની જાદુનું જ કામ કરી ગઈ છે.

એ મારા ઉપકારી...માસ્ટરસાહેબને માટે મેં પ્રયોગ કર્યો. એમના મૃત્યુ અંગે અનેક પ્રકારની વાયકાઓ મારા સાંભળવામાં

આવેલી. ૧૦-૧૨ મિનિટ નહિ થઈ હોય ત્યાં તો એ મારા સાધન પર આવી લાગ્યા. મેં તેમને જે સાદી હાલતમાં જોયા હતા તેજ સ્થિતિમાં તેઓ હતા. મેં તત્કાળ તેમને નમસ્કાર કર્યા. તે તો વિસ્મય પામી બોલ્યા: 'આ શું? પંડિતજી! તમે?'

મેં કહ્યું: 'હા મુરબ્બી, પધારો. મેં આપને તસ્દી આપી છે, મને માફ કરશો?'

તેઓ તો એકદમ બોલ્યા: 'ના, ના, એમ ન કહો. તમને જોઈને તો મને અનહદ આનંદ થયો છે. તમે હાલમાં શું કરો છો? આ પ્રેતાવાહનવિદ્યા ક્યારે શીખ્યા? કોણે શીખવી?'

મેં કહ્યું: 'બંધુશ્રી! સને ૧૯૨૦ થી હું અહીં અમદાવાદમાં શિક્ષક તરીકે કામ કરી રહ્યો છું. મેં આપના શુભ આગ્રહને વશ થઇ સાધુવેશ બદલ્યા બાદ જે ૩૪ પ્રતિજ્ઞાઓ લીધી હતી તે તો આપ જાણો જ છો. તે પ્રમાણેજ હું મારું જીવન પસાર કરી રહ્યો છું. સર્વથા ચિંતારહિત, એકાકી જીવન હું ખૂબ શાંતિથી ગાળી રહ્યો છું. આપ જાણો તો છો જ કે ચંદ્રાવલીના પુનર્જન્મની ઘટના પછી હું થિયોસોફીસ્ટ બની ત્યાંથી પ્રેતાવાહનની યત્કિંચિત્ રૂપરેખા પામ્યો. ૧૪ વર્ષમાં તો મેં પ્રેતાત્મવિદ્યા સંબંધી ઘણું જાણ્યું.'

'તે પછી મેં મારી આત્મિક પ્રવૃત્તિ, આજીવિકાની શિક્ષણની લાઈન સાથે ચાલુ રાખી. પ્રભુકૃપાથી મને અનુકૂળ સ્થાન મળ્યું. આઠ વર્ષ તો હું ચિન્તુનાથ મહાદેવમાં રહ્યો. પાંચ વર્ષ પર્યન્ત વોટર વર્કસની બાજુમાં ચીનાબાગમાં હું રહ્યો. ૭ વર્ષથી અહીં આ ભગવાનનગરમાં છું.'

માસ્ટર સાહેબે કહ્યું: 'વાહ વાહ! શું આ સ્થળનું નામ ભગવાનનગર છે? સુંદર નામ છે. વારુ પછી?'

મેં કહ્યું: 'મૃત્યુ પામેલા મારા આત્મીય જનો સાથે વાત કરવાની મને તાલાવેલી લાગી હતી; પરન્તુ જે કાર્ય જ્યારે બનવાનું હોય છે ત્યારે જ બને છે. અહીં આવ્યા પછી આ સંબંધી જીજ્ઞાસા મને વધુ પડતી જાગી અને એથી સાબરમતી સપ્તર્ષિનો આરો, સ્મશાન અને નિર્જન સ્થળ અહીંથી નજીક હોવાથી હું રાત્રે ૧૨ વાગ્યા પછી રોજ જવા લાગ્યો. આમ કરવાથી મારો ભય નાશ પામ્યો અને પછી સેંકડો પ્રેતો નજરે ચડવા લાગ્યાં. આમ એક સામાન્ય અનુભવમાં આ બધું જે આપ જોઈ રહ્યા છો તેનો અનુભવ થયો.'

તેમણે કહ્યું: 'ધન્ય છે.' મેં કહ્યું: 'આપની કૃપાનું જ પરિણામ છે.' તે કહેવા લાગ્યા: 'નહિ, એ બધું પ્રભુની કૃપાનું જ ફળ છે એમ બોલો અને ખરૂં તો તમારામાં રહેલી આત્મશ્રદ્ધા તથા પુરૂષાર્થનું આ પરિણામ છે. અત્યારે મને જે આનંદ થઈ રહ્યો છે તેનું હું વર્ણન કરી શકતો નથી.'

તેમણે આગળ કહ્યું: 'હું જો અત્યારે આ સૂક્ષ્મ–શરીરી પ્રેતદશામાં ન હોત અને શરીરધારી હોત તો આ તમારો તમામ અનુભવ હું મારા હાથે લખત અને જગતને બતાવી આપત કે આત્મશ્રદ્ધા શું નથી કરી શકતી? પરંતુ હાલ હું અશરીરી હોવાથી લાચાર છું.'

મેં કહ્યું: 'બંધુશ્રી! હવે હું આપની સ્થિતિ જાણવા માગું છું.'

તે બોલ્યા: 'કેમ કંઈ ઉતાવળ છે? શું મને ચાલ્યા જવા માટે કહો છો? મારી કરમકથા તો કશા ય કામની નથી. મને તો મનમાં એમ થાય છે, કે તમારી પાસે રહીને તમારા તમામ અનુભવો હું જાણું.'

મેં કહ્યું: 'મારાં અહોભાગ્ય! આપ અત્રે રહો તો એના જેવું એકે ય નહિ. આ સાધન પરથી આપને છૂટા કરૂં છું. આપ

આ અંદરના મોટા રૂમમાં પધારો. હું આપનો આતિથ્યસત્કાર શાના વડે કરૂં ?'

તે બોલ્યા : 'આ તમારા હૃદયના પ્રેમ વડે જે મીઠા બોલ બોલી રહ્યા છો તેના કરતાં કોઈ ચઢિયાતી વસ્તુ હોય તો લાવો.'

તેમના આ શબ્દો સાંભળી મારૂં હૃદય આનંદથી ભરાઇ આવ્યું. મેં પ્રયોગ છોડી દીધો અને કહ્યું : 'અંદર પધારો.' તેઓ અંદર આવ્યા.

મોટા ઓરડામાં મારૂં પુજાસ્થાન હતું. તેમણે મારા સેવા-પુજાના સ્થાન ભણી જોયું. તે તો એકદમ ઘુંટણીએ બેસી ગયા અને મસ્તક નમાવી જેમ ધ્યાનમાં બેસે તેમ તેઓ બિરાજ્યા અને રડવા લાગ્યા. તેમની આ દશા જોઇને મને પણ રડવું આવી ગયું. મારા મનમાં થયું કે આ આત્મા કેટલો ઉન્નત છે? નહિ તો આ ભાવના હોય નહિ? એમની વસ્તુસ્થિતિ જાણું ત્યારેજ ખબર પડે.

તે મારા ભણી જોઇને કહેવા લાગ્યા : 'પંડિતજી !' મેં તત્કાળ કહ્યું : 'આપ મને પંડિતજી ન કહો. હું તો આપનો સેવક છું.'

તે બોલ્યા : 'અત્યારે તો હુંજ તમારો સેવક છું. મેં મારૂં બધું ખોયું છે; પણ તમે તો તમારા આત્માને મેળવ્યો છે. ભાઈ! હું તમારી દશા જોઇને તો ઘણા આશ્ચર્યમાં પડી ગયો છું. મારો આનંદ માતો નથી.'

મેં કહ્યું : 'આપ સ્વસ્થ થાઓ.' ઘડિયાળમાં ૩ાા થયા હતા. મેં વિલાસ અને ગુલ સંબંધી વાત કરી. એ એકદમ એમની સામે આવ્યા. પ્રેતો તો પ્રેતોને સારી રીતે જોઈ શકે. વિલાસે તેમની નિકટ આવી બે હાથ જોડી પ્રણામ કર્યા. એમણે પણ બે હાથ જોડીને પ્રણામ કર્યા અને જોઇ રહ્યા. પછી તે મને કહેવા લાગ્યા : 'આમના સંબંધમાં તો મને બધી વાત કહો. એ તમને કેવી રીતે

આવીને મળ્યાં? એ ક્યારે આવ્યાં? મેં વિલાસ વગેરેનો ખુલાસો તેમની આગળ કર્યો અને મારા અનુભવોની નોંધ સવારના પોણા છ સુધી હું તેમની આગળ વાંચી ગયો અને સમસ્ત વિગતથી તેમને મેં વાકેફ કર્યા.

પછી મેં કહ્યું: 'આપ અહીં જ આરામ કરો, હું મારા નિત્યકર્મથી પરવારીને અને પેટના માટે કાંઈક શાક—રોટલી ઝટપટ કરીને આપણે ખાઈપીને બેસીશું.'

તેઓ ખુબજ હસવા લાગ્યા ને બોલ્યા: 'ત્યારે તો તમારા હાથની રસોઈ પણ અમને જમવા મળશે.'

મેં બારણાં ખોલ્યાં. પ્રભુદર્શન કરી શૌચ—પાણી જઈ આવ્યો અને સ્નાન કરી સેવા—પૂજા, સ્મરણ—ધ્યાન, પાઠથી હું નિવૃત્ત થઈ ગયો. એ મને નજરે દેખાતા ન હતા, પણ હતા તો મારી ઓરડીમાં જ. આજે આખી ઓરડી ધુપથી સુગંધિત રાખી હતી. મને આજે ઘણો આનંદ થયો હતો. કલાક ઊંઘ લઈને મેં મારા પ્રેતાત્માનુભવમાં પ્રથમ પ્રકરણો પુ. શ્રી. માસ્ટરજીને સંભળાવવા વાસ્તે વાંચી નાખ્યાં.

બીજે દિવસે તા. ૭—૬—૬૦ ગુરૂવારે રાત્રે ૧૨ વાગે હું માસ્ટર સાહેબની સાથે વાત કરવા બેઠો. મારી દિનચર્યા જોઈ તેઓ ઘણા આનંદિત થઈ ગયેલા. તે મને કહેવા લાગ્યા: 'ભાઈ! હું પ્રેતદશામાં છું; છતાં આજે તમારી પાસે આવવાથી અત્યારે સ્વર્ગના સુખનો અનુભવ કરી રહ્યો છું. આ વિલાસ—બેન કોઈ યોગભ્રષ્ટ મોક્ષગામી આત્મા છે. તમે તો પ્રેતાશ્રમ ખોલી દીધો છે.'

મેં કહ્યું: 'આપ હવે એ આશ્રમના અધિષ્ઠાતા બનો.'

તે બોલ્યા: 'અધિષ્ઠાતા તો નહિ, પણ હું આજે બધા તમારા પરિચિત પ્રેતાત્માઓ છે એમની ચરણરજ છું, તો આજે આખો દિવસ એજ વિચાર કરી રહ્યો છું', કે મારી આ પ્રેતદશા

હું ઊભો થયો. શીશામાંથી પ્યાલામાં મેં ગંગાજળ રેડયું અને અંજલિ વડે બધાં પર છાંટીને પીવાં સારૂ એમની આગળ મૂકયું. બધાં શાંત પડ્યાં. મને પણ તરસ લાગી હતી તેથી મેં ઊઠીને પાણી પીધું.

માસ્ટરસાહેબ તો ઊંચે જોઇ બે હાથ જોડીને બોલવા લાગ્યા: 'ઓ કૈલાસપતિ શંકર! ઓ ભવાનીપતિ ભગવાન ભૂતનાથ! આ તારી વિભૂતિ મૃત્યુલોકમાં કયાંથી? મેં વર્ષોનાં વર્ષો લગી જગતના લોકો માટે આત્મશ્રેય કરવાના ઉપાયો સંબંધી ઘણાં પુસ્તકો લખ્યાં, ઘણી કવિતાઓ રચી, ઘણાં ઘણાં બોધક વ્યાખ્યાનો આપ્યાં; પણ આજે આ આત્માની પ્રભુભક્તિ અને શ્રદ્ધા જોઇ મારૂં અભિમાન ઊતરી ગયું છે. આજે મારાં કયા પૂર્વજન્મનાં પુણ્યનું ફળ હશે કે જેથી આવી વિભૂતિનાં દર્શન થયાં.'

તે મને કહેવા લાગ્યા: 'ભાઇ! હવે તું મારા મરણના કારણને જાણવાનું જવા દે. અત્યારે મારા મનને જે શાન્તિ વળી છે તે મારો વિનાશક પોતાના નામ પાછળ ભગવાનનું પૂછડું લગાડનાર એ અધર્માચાર્યનું સ્મરણ થતાંની સાથે જ નાશ પામશે. મેં જો યોગિનીકુમારી ન લખ્યા હોત તો કદાચ હું વિષપ્રયોગથી ન મરતાં સ્વાભાવિક મોતે સુખપૂર્વક મર્યો હોત; પણ ભાઇ! ભાવિને અન્યથા કોણ કરી શકે?'

'હવે હું આપના મરણ સંબંધી જાણવાની ઇચ્છા છોડી દઉં છું.'

વિલાસ કહેવા લાગી: 'ભાઈ! આ બાપુજી શું વડોદરામાં રહે છે?' મેં માસ્ટરસાહેબ ભણી જોયું.

તે બોલ્યા: 'બેટી! મને તો નર્મદા નદીની વચ્ચે જે કબીર-વડ છે ત્યાં રહેવું ગમે છે એટલે ત્યાં રહું છું. કોઇ કોઇ વખત વડોદરા આવું છું ત્યારે સરદાર સાથે રહેવાનું, ફરવાનું થાય છે. જીવિત મનુષ્યો સ્વપ્ન-સૃષ્ટિમાં જેમ જુએ છે, ક્રિયાદિ કરે છે એના

જેવી જ અમારી પ્રેતોની ક્રિયા હોય છે. માત્ર શરીર નથી, બાકી તમામ વ્યવહાર તો કરે છે. જેમ જંગલી પશુ-પક્ષીઓને કામ કરવાનું હોતું નથી, તેમ આ પ્રેતો આખો દિવસ નવરા પડ્યા રહે છે ને રાત પડી કે એમના માટે દિવસ ઉગ્યો.'

વચ્ચે મેં તેમને પૂછ્યું: 'પ્રેતાત્મા જે ઠેકાણે દિવસે પડ્યા રહે છે ત્યાં થઇને કોઇ સ્ત્રી કે પુરૂષ પસાર થાય તો તે જોઈ શકે છે? ઓળખી શકે છે?'

તે બોલ્યા: 'હા, જતાં આવતાં એ બધાંને જુએ છે પણ પૂર્વાવસ્થામાં ઓળખાણ હોય તો ઓળખે અને વાસનાબદ્ધ નીચ પ્રેતાત્મા હોય તો શરીરમાં પ્રવેશ કરે છે, બીજાના ખાવાથી પોતે તૃપ્તિ અનુભવે છે. ઓળખાણ વગરના પણ વાસનાના ભૂખ્યા હલકા સૂક્ષ્મશરીરીઓ વળગે છે.'

મેં કહ્યું: 'જે જ્ઞાનશક્તિ પહેલાં હતી તે તેઓમાં કાયમ હોય છે?' તે કહે: 'હા. મને તો પ્રથમ કરતાં ય વધારે એ શક્તિ છે; પરંતુ શરીર વિના તે નિરર્થક છે અને એટલે જ માનવ-તનની મહત્તા છે.'

મેં કહ્યું: 'હું કબીરવડ ૩-૪ વખત જઈ આવ્યો છું. હું આપની દૃષ્ટિએ કેમ ન પડ્યો?'

તેઓ બોલ્યા: 'હું જ્યારે ત્યાં નહિ હોઉં ત્યારે આપ ગયા હશો અથવા હું સુષુપ્તિ અવસ્થામાં પડ્યો હોઉં તો કોણ આવ્યું, ગયું એ ક્યાંથી ખબર પડે? હવે તમે આવો અને પછી જુઓ.'

મેં કહ્યું: 'હવે આપની રહેવાની મરજી ક્યાં છે? અહીં આપને માટે કશો વાંધો નથી.'

તે કહેવા લાગ્યા: 'ભાઇ! હું તો તમારો સમાગમ છોડવાનો નથી. અત્રે રહેવા સારૂ ચાહું છું; છતાં હું નિત્ય રાતદિન અત્રે રહીશ નહિ. નર્મદાના તટે મને સુખ-આનંદ છે તે છોડવા મન નથી.'

મેં કહ્યું: 'શરીર વગર શું મન હોઇ શકે?'

તે હસતા બોલ્યા: 'શી વાત કરો છો પંડિતજી! શું અંગ વિના વાત થાય ખરી? છતાં અમે શરીર વગરના તમારી સાથે વાત કરીએ છીએ.'

મેં કહ્યું: 'જગત મારી પાસે એજ પ્રશ્નનો ખુલાસો માગે છે.'

તે બોલ્યા: 'જગતના વિભાગ પાડી દો; એક અજ્ઞાની જગત અને અન્ય તત્ત્વજ્ઞ જગત. અજ્ઞાની જગત તો પોતાના શરીરનું પણ સંપૂર્ણ જ્ઞાન ધરાવતું નથી, તો સૂક્ષ્મ શરીરની વાત જ ક્યાં રહી? આધ્યાત્મિક કે તત્ત્વજ્ઞ જીવો યોગશક્તિ વડે સૂક્ષ્મ વસ્તુને અનુભવી શકે છે. જો કે અરૂપી વસ્તુને અરૂપી તરીકે જ જુએ અને રૂપી વસ્તુને રૂપી તરીકે; નહિ તો એ જ્ઞાન જ ખોટું જ્ઞાન ઠરે. શાસ્ત્રકારો એને વિભંગજ્ઞાન કહે છે. વારૂ, પૃથ્વીનો ગુણ શું?' મેં કહ્યું: 'ગંધ.' તે બોલ્યા: 'આકાશનો ગુણ?' મેં જવાબ દીધો: 'શબ્દ.' તે હસ્યા ને કહેવા લાગ્યા: 'શબ્દગુણમાકાશમ્'—આ વાક્યમાં કોઈનો વિરોધ નથી; પણ જગતને પૂછજો કે ગુણ ગુણીથી જુદો હોય નહિ. ત્યારે તમે આકાશનો શબ્દ સાંભળ્યો છે? શબ્દ-ગુણવાળું આકાશ છે, પણ જગત શબ્દ સાંભળ્યાનું ના જ કહેશે. ત્યારે એ સાચાં કે ન્યાયસૂત્ર સાચું? ભાઈ, જગતને કુટાવા દો. તમે તો પુનર્જન્મ અને આત્માની અમરતા અનુભવી છે. જગતે કાંઇ સ્વાનુભવ કર્યો છે? શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે, છતાં જગત નથી માનતું તેમાં તમે શું કરશો? તમારો અનુભવ સાચો કે જગત સાચું? મને તો લાગે છે કે તમે જગતની સાથે આ પ્રેતાનુભવની ચર્ચા ન કરો. જો કે તમારો આંતરહેતુ શુદ્ધ છે. તમારે તો જગતમાં જેટલા બને તેટલાને આત્માની અમરતા ને પરમાત્માના અસ્તિત્ત્વ સારૂં સમજાવવું છે. પણ દુનિયાને તો શરીર સિવાય આત્માની કે પરમાત્માની પડી જ નથી.'

વિલાસ બોલી ઊઠી: 'બાપુજી! મારો જ દાખલો લો; હું આત્માની અમરતા અને પરમાત્મામાં ક્યાં માનતી'તી? પણ

ભાઈજીને મને બધી વાતો સમજાવી દીધી.'

તે બોલ્યા: 'બેટી! તારી વાત જવા દે. તું આ દુનિયાનો જીવ નથી. તારા જેવી આત્મશ્રદ્ધાળુ મેં મારા જીવનમાં કોઈ જોઈ નથી. અરે, બીજી વાતને જવા દો, તો પણ ગંગાજલમાં તારી અટળ શ્રધ્ધા જોઈને હું અજબ થઈ ગયો છું. મને તો તું મારા આ ભાઈથી પણ વધારે જ્ઞાની લાગે છે!'

વિલાસે પૂછ્યું: 'તમે અહીં રહેશો કે કબીરવડ ચાલ્યા જશો?'

તે બોલ્યા: 'બેટી! હાલમાં તો હું કબીરવડ જઈશ; પણ અહીં તો હું હવે આવવાનો જ. તારે કબીરવડ જોવાની ઇચ્છા હોય તો ચાલ મારી સાથે.'

વિલાસ મારા તરફ જોઈ રહી. મેં કહ્યું: 'જવું હોય તો ખુશીથી જા. જોવાલાયક સ્થળ છે.'

વિલાસે માસ્ટર સાહેબને કહ્યું: 'આપ મને પાછા મૂકી જશો?' તે બોલ્યા: 'હું નહિ આવું તો શું તને એકલી મોકલીશ?'

મેં કહ્યું: 'આજે અહીં રહો, સાંજે બધાં જજો.'

તે કહે: 'સારૂં.' પણ વિલાસ કહેવા લાગી: 'ના બાપુજી, અત્યારે જ ચાલો. આખો દિવસ ત્યાં રહીશું ને અહીં સાંજે પાછા આવી જઈશું.'

માસ્ટરજી કહે: 'ભલે એમ કરો.'

વિલાસ, ગુલ, વસુ, સુંદર અને કલ્યાણી પાંચે તૈયાર થઈ ગયાં. મેં માસ્ટર સાહેબને નમસ્કાર કર્યા અને કહ્યું: 'આપ આ બધાંને વડોદરા થઈ ભરૂચ ફેરવીને કબીરવડ લઈ જજો અને પછી પાછાં અહીં આવજો!'

તેઓ બધાંયને સાથે લઇ ઉપડયા ને અદશ્ય થઈ ગયાં. હું એકલો આ સત્ય અનુભવ પર વિચાર કરતો રહ્યો અને બધી બીના ડાયરીમાં ટપકાવી લઈને સૂઇ ગયો.

---

# માયાવતી

દિનાંક ૧૧–૬–૪૦ મંગળવારની રાત્રે બાર વાગે હું પ્રભુ-પુજાના આસન પર બેસી ધ્યાન કરવા બેઠો. યોગ, વિચારવિરમણ કરી દોઢ વાગે હું ઊઠી ગયો. મારા મનમાં આજે મારી ઓરમાન માતા જીયા (માયાવતી) માટેનો પ્રયોગ કરવાનો વિચાર હતો. અંદરની ઓરડીમાં સાધન મૂકી મેં અગરબત્તી સળગાવી.

બહારના વિભાગમાં મારાં અત્યંત પરિચિત વિલાસ, ગુલાબ, વસુ, સુંદર, કલ્યાણી અને કંચન—આ બધા સ્ત્રી પ્રેતાત્માઓ, પરસ્પર વાર્તાલાપ, આનંદ કરી રહ્યા હતા. મેં સર્વપ્રથમ વિલાસ-બહેન સાથે કેટલીક વાતો કરી લીધી અને આજના પ્રયોગ બાબતની વાત પણ જણાવી દીધી.

કલાક એ ઉપર પાંચ મિનિટ થઈ હતી. રાત્રિ શાન્ત હતી. મેં પ્રયોગ શરૂ કર્યો. પંદર મિનિટ પછી મારા સાધન પર જીયાનો પ્રેતાત્મા આવી લાગ્યો. કાળાપાણીની સજા થયેલી ત્યારે તે ૩૦–૩૨ વર્ષની હતી; પણ હું હમણાં તો એને ન ઓળખી શકું એવી એની હાલત હતી. માથે એક રૂમાલ બાંધેલો અને એક વસ્ત્ર શરીરે લપેટેલું. તે મારા ભણી જોઈ રહી. તે પણ મને ન ઓળખી શકી.

'આવ, તારૂં નામ શું છે?' મેં પૂછ્યું.

'મારૂં નામ માયાવતી છે, પણ તમે કોણ છો?'

'હું છું તારો દિકરો મોહનકર.'

મારા જવાબથી તે નવાઈ પામી અને ઢંકેલું મુખ ઉઘાડીને બોલી: 'શું મોહનભાઈ! અરે આ શું?'

મેં કહ્યું: 'ઊભા, ગભરા મા, ડર નહિ. હું જીવતો છું. મેં પ્રેતાત્માઓને બોલાવવાની વિદ્યા શીખી લીધી છે, એટલે તને બોલાવી છે. તું મારી સાથે દિલ ખોલીને વાત કર.'

'હું તારી સાથે દિલ ખોલીને વાત કરૂં? હાય...હું કેવી રીતે દિલ ખોલીને વાત ક...રૂં?' તે ખેંચાતે અવાજે બોલી અને રડવા લાગી. મને પણ રડવું આવ્યું. મેં એને રડવા દીધી.

વિલાસ બારણા પાછળ સંતાઈને બેઠી અને જોવા લાગી.

એ ત્રણ–ચાર મિનિટ સુધી રડી. મેં કહ્યું: 'તું છાની રહે અને મારી સાથે વાતો કર. તે શાંત થઈ અને ધીરેથી મને પૂછ્યું:

'આ કયું શહેર છે? તું ક્યાં છે?'

'હું અહીં–અમદાવાદ શહેરમાં રહું છું. આ જગ્યાનું નામ ભગવાનનગર છે. હું અહીં શાળામાં નોકરી કરૂં છું અને આનંદથી દિવસો વિતાવું છું. તારૂં શરીર ક્યારે છૂટયું?' મેં પૂછ્યું.

'દશ–બાર વર્ષ થયાં હશે. શું તારી સાથે ચંદ્રઆભા નથી?'

'હું તમને બધું કહું છું. તમે હવે રોવાનું બંધ કરો.' આટલું કહીને મેં એને માંડીને વાત કરી:

"તને જ્યારે કાળાપાણીની સજા થઈ તે પછી ચાર મહીને હું ઘેરથી નીકળ્યો. મેં પ્રાણનાથને બધી મિલ્કત સોંપી દીધી. મારા નામે જે બંગલો હતો અને બેંકમાં રૂપિયા જમા હતા તે બધા, ઘર છોડતાં પહેલાં જ પ્રાણનાથને આપી દેવાનું લખી આપ્યું. હું કાશ્મીર ગયો ત્યાં મને એક મહાત્મા મળ્યા. પછી હું સાધુ બન્યો. મારી શોધ કરવા માટે પ્રાણનાથે ઘણી મહેનત કરી, પણ એને

સફળતા મળી નહિ. સાત વર્ષ બાદ હું સાધુવેશમાં દિલ્હી આવ્યો અને ઘરની ખબર મેળવી તો જાણવા મળ્યું કે ચંદ્રઆભા કાશીમાં એની ફોઇને ત્યાં ગઈ હતી અને ત્યાં ગંગામાં ડૂબીને મરી ગઈ. મારે માટે એ સાત વર્ષ સુધી કુંવારી રહી હતી. મારો પત્તો ન લાગ્યો, ત્યારે ચંદ્રઆભાએ જે ઘરેણાં હતાં તે બધાં એક ડબામાં બંધ કરીને એક ચોઠી એમાં મૂકી, જેમાં લખ્યું હતું: 'જે આ ઘરેણાંમાંથી એક પાઈ પણ ખાશે–વાપરશે તે ગાયનું માંસ ખાશે. આ ડબામાં ૨૬ હજાર રૂપિયાનું ઝવેરાત છે, જે એમના નામે ધર્માદામાં વાપરવું.' ઘરની હાલત પણ સારી નહોતી. બધું છિન્નભિન્ન થઈ ગયું હતું. મોટા કાકા ગુજરી ગયા હતા. ગોપીનાથ ઉન્નાવ ચાલ્યો ગયો હતો. ચંદ્રાવલી મરીને દક્ષિણ હિંદના સાંગલી ગામના એક જાગીરદારને ત્યાં જન્મી હતી. એનું નામ હતું પુષ્પકાન્તા. એ મને ચૌદમા વર્ષે સુરત શહેરમાં મળી. મને એણે સાધુવેશમાં પણ ઓળખી લીધો. એ લક્ષાધિપતિની છોકરી હતી અને એનાં લગ્ન પણ એક શ્રીમંત–પુત્ર સાથે થવાનાં હતાં. પણ મને જોઈને એણે મને કહ્યું: 'હવે હું તમારા સિવાય બીજા કોઈ પુરુષને મારું શરીર સોંપીશ નહિ. હું જાણું છું, કે હું તમને મેળવી શકું તેમ નથી. મારાં માબાપ મને કુંવારી રહેવા દે તેમ નથી. આવી હાલત હોવાથી એણે સુરતમાં મને મળી હતી એના દશમા જ દિવસે તેલમાં ઝેર ઘોળીને પી લીધું. એના મરણથી મને ખૂબ દુઃખ થયું–આઘાત પહોંચ્યો. મને સાધુ–દશા હવે ઝેર જેવી લાગવા માંડી. એણે મને સોગંદ આપ્યા હતા: 'મારી પાછળ જો તમે તમારા શરીરને કોઇ પણ રીતે નુકશાન પહોંચાડશો તો મને રૌરવ નર્કમાં પડેલી જોશો.' 'આત્મા અમર છે' એ વાત એણે જ મને પ્રત્યક્ષ કરાવી.. સાધુ-દશામાં હું તેર વર્ષ રહ્યો. ત્યારબાદ હું સાધુવેશ છોડીને થીઓસોફીસ્ટ બન્યો. પ્રેતાત્માઓને બોલાવવાની વિદ્યા છે એવું મેં સાંભળ્યું હતું. મેં આ વિદ્યા હસ્તગત કરવાના પ્રયત્નો કરવા માંડ્યા. વીસ વર્ષથી

હું અહીં માસ્તરગીરી કરૂં છું અને આ વિદ્યા પણ મેં પ્રાપ્ત કરી લીધી છે. હું અહીં એકલો હોવા છતાં ઘણો સુખી છું. મેં સાંભળ્યું હતું, કે મનમોહન આઈ. સી. એસ. થઇને વિલાયતથી આવ્યો હતો અને અહીં ન્યાયાધીશ હતો. લીલા સુખી હતી. એને એ દિકરા અને ત્રણ દિકરી હતી. હું નથી જાણતો, કે હમણાં તેઓ ક્યાં છે, પણ મારા સાંભળવામાં આવ્યું છે, કે મનમોહન ૬૦ વર્ષની વયે ગુજરી ગયો છે અને એના મરણ પછી સાતમે જ દિવસે લીલા પણ પરલોકવાસી થઈ છે. હવે હું તારી પાસેથી એ જાણવા માગું છું, કે તું આંદામાન–કાળાપાણી ગઈ હતી ત્યાં તારા પર કેવાં સંકટો પડ્યાં? તું મને બધી તાત સ્પષ્ટ કહી દે. તું મારી મા છે અને હું તારો પુત્ર છું.”

આવા મારા શબ્દો સાંભળી એ ફરીથી રડવા અને છાતી ફૂટવા લાગી. મેં એને આશ્વાસન આપીને છાની રાખી. તે બોલવા લાગી:

‘ભાઇ, હું શું કરૂં? આ બધું મેં શું કર્યું? શું થઈ ગયું? લીલા બગીચામાં મેં આગ લગાવી દીધી, મારા બચ્ચન!’

આ વહાલભર્યું સંબોધન સાંભળીને મારૂં હૃદય ભરાઈ આવ્યું. મારાથી રડી જવાયું, પણ પાડોશીઓ જાગી ઊઠશે; એ બીકે મેં મારૂં મોઢું મારા હાથે જ દાબી દીધું.

ત્યાં વિલાસ સામે આવી ઊભી રહીને કહેવા લાગી: ‘ભાઈ, તમે રડો તો તમને મારા કસમ છે. ચૂપ થઇ જાઓ.’

જ્યા વિલાસને જોઈ નવાઈ પામીને બોલી: ‘આ કોણ છે?’

‘એ પણ પ્રેતાત્મા છે. તું ગભરા નહિ. બધો ખુલાસો હું કરીશ. પણ પહેલાં આંદામાનની વાત મને કર.’

તે નિસાસો નાખીને કહેવા લાગી: ‘બચ્ચન, તું મારી વાત ભલો થઇને ન પૂછ. એ વાત સાંભળવા જેવી નથી. હું મારી

કર્મકથા કહીને તારા દિલને આઘાત પહોંચાડવા નથી માગતી. હું શું મોઢું લઇને તારી સામે બધી વાત કરૂં? મેં તને ઘણું દુઃખ આપ્યું છે—મેં તારો સ્વર્ગ જેવો સંસાર જલાવી દીધો છે. મારા માથા પર કોણ જાણે કયો સેતાન ચડી બેઠો હતો, કે મેં એ ભયંકર કૃત્ય કર્યું! મને માફ કર, ભાઈ! હું પાપિણી છું. તું એક વાર તારા મોઢેથી મને કહી દે: 'તને માફ કરી દીધી.'

મેં જ્યાને કહ્યું: 'મા! હું તને માફ કરૂં છું. એમાં તારો જરાય દોષ નહોતો. મારા ભાગ્યમાં જે હતું તે મને મળી ગયું. મારા દિલમાં તમારા માટે જરાય દ્વેષ નથી.' તેણે કહેવા માંડ્યું:

'આંદામાનમાં મારૂં અવસાન થયું એટલે હું ત્યાંથી સીધી દિલ્હી આવી. મારા બંગલામાં ગઈ, તો ત્યાં મારૂં કોઈ નહોતું, એમાં કોઇ બીજાં જ માણસો રહેતાં હતાં. એ જ રાત્રે તારા કાકાએ (લીલાના પિતા) મને પ્રેતદશામાં ભટકતી જોઈ. તે પણ એ જ હાલતમાં છે. તે મને ઘસડીને લાલ કિલ્લાની પાછળ લઇ ગયા અને મને ખૂબ મારી. એ મને દરરોજ મારે છે અને ત્રાસ આપે છે. હું ત્યાં જ રહું છું. મરણ બાદ કોઇએ મારી ઉત્તરક્રિયા નથી કરી, કોઇએ પિંડદાન પણ મને નથી આપ્યું.....'

મેં એને વચમાં અટકાવીને કહ્યું: 'મા, હું તમારૂં શ્રાદ્ધ સરાવીશ અને પિંડદાન પણ કરીશ, કે જેથી તમારાં આત્માને શાંતિ મળે!'

તે જરા ઉત્તેજિત થઇને બોલી: 'બેટા, હું આ શું સાંભળી રહી છું? શું તું મારૂં શ્રાદ્ધ કરીશ?'

'હા, મા! હા, હું તમને શાંતિ મળે એવો દરેક પ્રયાસ કરીશ અને મારી પાસે જ રાખીશ. તમારી ઇચ્છા હશે, તો તીર્થયાત્રા પણ કરાવીશ.'

મારા આવા આશ્વાસનથી તે બોલી: 'હું તો તારી પાસે જ રહેવા માગું છું.' આ સાંભળીને વિલાસ ઉછળીને જ્યાને ભેટી પડ્યાં અને બોલ્યાં: 'હું પણ તમારી દિકરી જ છું ને?'

'અરે, બબ્બન! આ કોણ છે? જરા ઓળખાણ તો આપ.'

મેં વિલાસની ઓળખાણ આપી અને કહ્યું: 'એ બહુ મોટા ખાનદાનનાં પત્ની છે અને એમનું મૃત્યુ કારસ્તાનથી થયું છે. મેં એમને મારા પ્રયોગથી પાસે બોલાવ્યાં ત્યારથી તે અહીં રહે છે.'

ત્યાં તો વિલાસ મને કહેવા લાગી: 'પ્યારે ભાઈ! તમે માતાજીને પણ ગંગાજળ પોઈને પવિત્ર કરો...!'

મેં ગંગાજળ વાટકામાં કાઢ્યું અને અંજલિ ભરી ગાયત્રીમંત્ર જપવા લાગ્યો. જ્યાનો પ્રેતાત્મા કંપી ઉઠયો.

'તું જરાય ગભરાતી કે બીતી નહિ, મા! હમણાં થોડી જ વારમાં શાંતિ થઈ જશે.' વિલાસે જ્યાને કહ્યું.

જ્યાનો આત્મા થોડીક વાર તો ઉંચોનીચો થયો, પણ પછી શાંત થઈ ગયો. વિલાસ બોલી: 'જુઓ, મા! કેવી શાંતિ થઈ ગઈ?' જ્યાએ વિલાસને છાતીસરસી દાબી અને વહાલ કરતાં કહ્યું: 'મારી પણ દિકરી છે—આ ભાઈની બ્હેન! આજે તો તને અને ભાઈને મળીને મને ખૂબ આનંદ અને શાંતિ મળ્યાં છે...પણ દિકરી! હું મોટી પાપિણી છું. તારાથીય વધારે સુંદર મારી વહુ હતી; પણ હાય હાય...! મેં એને ઝેર આપીને મારી નાખી!'

મેં કહ્યું: 'જ્યા, તમે એ વાત ભૂલી જાઓ. હવે તમે એ વાત કરશો તો મારા ગળાના સોગંદ!' વિલાસે પણ જ્યાને ખૂબ સમજાવી.

મેં જીયાને સમજાવતાં કહ્યું: 'તમે આજથી ભૂતકાળને ભૂલી જાઓ. તમે હંમેશાં આનંદમાં રહો અને કોઈ પ્રત્યે દ્વેષ કે વેરની ભાવના મનમાંથી કાઢી નાખો. જે થવાનું હતું તે થઈ ગયું. મને ચંદ્રાવલી જ્યારે બીજા જન્મમાં પુષ્પકાન્તાના રૂપે મળી, ત્યારે મને આત્માની અમરતાનું સાચું જ્ઞાન લાધ્યું અને ધર્મ પ્રત્યેની શ્રદ્ધા વધારે દૃઢ થઈ. કર્મ પ્રમાણે માનવીને એનાં ફળ મળે છે; એટલે હવે શોક કરવાથી કે રોવાથી શો લાભ? આ પ્રેતયોનિ તમને મળી છે તે પણ પ્રારબ્ધકર્મ ભોગવવા માટે જ મળી છે. એ ભોગવ્યા સિવાય કોઈનો છૂટકો નથી.'

આ સાંભળી જીયા બોલી: 'બબ્બન, તું તો બહુ જ્ઞાની થઈ ગયો છે!'

'એ પણ આપનો જ પ્રતાપ છે, મા!' મેં કહ્યું: 'જો ચંદ્રાવલી મરત નહિ અને હું ઘર છોડીને જાત નહિ, તો આ જ્ઞાન મને ક્યાંથી મળત? પ્રભુકૃપાથી હું ઘર છોડ્યા પછી જરા પણ દુઃખી થયો નથી. સત્તર વરસ સુધી તો હું સાધુદશામાં હતો અને મોટા મહારાજ બની બેઠો હતો; પણ તેથી મારા આત્માની ઉન્નતિ નહોતી થઈ શકતી. આજે છેલ્લા ૨૦–૨૨ વર્ષથી હું ખૂબ જ સુખી છું. મને ધનની ચિંતા નથી અને સંસારની ગડમથલ નથી.'

આ પ્રમાણે હું મારી આપવીતી કહી ગયો.

જીયા બોલી: 'શું તું રસોઈ તારે હાથે જ કરે છે?'

'હા, માજી!' વિલાસ વચ્ચે બોલી ઊઠી: 'ભાઈ રસોઈ બનાવે છે, પણ દાળ–રોટી અથવા શાક–ભાખરી! પણ સ્વાદ મજાનો હોય છે. તમે પણ એની રસોઈ જમશો તો આંગળાં ચાટશો.'

આ સાંભળી જીયા રડી અને બોલી: 'દિકરી! એક વખત એવો પણ હતો, કે તારો આ ભાઈ બહારથી જમવા આવતો ત્યારે

રસોઇયો—મહારાજ ગભરાઈ જતો. આજે હાથે રસોઇ કરવી પડે છે...અને તે પણ દિવસમાં એક જ વખત. સમયની બલિહારી છે...!'

'જો મા, પાછી તું પાછલી વાતો સંભારવા લાગી,' મેં કહ્યું. અને જીયાએ આંખો લૂછી નાખી. 'હવે નહિ રોઉં, બસ!'

મેં પ્રયોગ છોડી દીધો. વિલાસ જીયાને અંદરના ઓરડામાં લઈ ગઇ. એણે મારો સાધુવેશનો ફોટો તથા હાલના ફોટા બતાવ્યા. જીયા તો જોઈ જ રહી. પ્રભુની સેવાપૂજા આગળ આવતાં વિલાસે કહ્યું: 'મા! પ્રભુને પગે લાગો!' જીયા એ હાથ જોડીને પગે લાગી અને બોલી: 'ઓ ભગવાન! મુજ પાપિણીના અપરાધ ક્ષમા કરો ...!' અને તેની આંખમાં આંસુ આવી ગયાં.

હું જીયાને જોઇ રહ્યો. તેની બદલાયલી ભાવના જોઈ મને આનંદ થયો. જીયા અંદરના ઓરડામાં જઇને ગુલાબ, વસુ, સુંદર અને કલ્યાણીને જોઈ જ રહી. એ બધાં તેને પગે પડ્યાં અને 'મા—મા' કહીને ભેટી પડયાં.

મને ત્યારે ફોટો પાડવાનો કેમેરા યાદ આવ્યો. આ કેવું સુંદર મિલન હતું! સામાન્ય કેમેરામાં આ સુક્ષ્મ દેહવાળા જીવાત્માઓના ફોટા ઝડપી શકાતા નથી, પણ વિજ્ઞાનીઓએ નવી ઢબના, કિંમતી કેમેરા એ માટે બનાવેલા છે. જીયાએ બધાનાં નામ પૂછ્યાં અને તે પછી વિલાસે બધાનો ટૂંકમાં પરિચય આપ્યો. હું નિદ્રાદેવીને ખોળે પડયો!



# પીર સૈયદ લાલન સાહેબ

**રાતના** બે વાગે સાધન મૂકી પ્રેતાવાહનપ્રયોગ કરવા માટે હું બેઠો. વિલાસ આવીને કહેવા લાગી: 'પીર સૈયદ લાલન સાહેબને બોલાવો.' મેં પ્રયોગ કર્યો. થોડીવારમાં જ તે આવી પહોંચ્યા. એ ગોળા પર પોતાને જોઇ મારી સામું જોવા લાગ્યા. સામે જ બારણામાં વિલાસ, ગુલ, વસુ, સુંદર, કલ્યાણી તથા છબા ઊભાં હતાં.

એ બધાં હાથ જોડી સલામ કરી રહ્યાં. મેં પણ ઊભા થઇ સલામ કરી. અગરબત્તી સળગાવી હતી. ઓરડીમાં સુવાસ પથરાયેલી હતી. ગોળા પર લાલન સાહેબ ઊભા હતા. સફેદ અને સાદાં વસ્ત્રો, અને આકૃતિ પણ શાન્ત હતી. હું બોલું તે પહેલાં વિલાસ બોલી ઊઠી: 'આપકો મૈંને જો મેરે ભાઇકી બાત કી થી, વો યે મેરે ભાઇ હૈં! હમ સબ યહાં હી રહતે હૈં. મૈંને હી ભાઇકો કહ કર આપકો બુલાયા હૈ. તકલીફ માફ.'

લાલનસાહેબ ઊંચો હાથ કરી ખૂશ થતા બોલ્યા: 'હું આવ્યો તેથી મને બહુ આનંદ થયો છે. આમાં તકલીફ શાની? ઇન કે જૈસોંસે મિત્રતા ઔર બાત કરના મુઝે પસંદ હૈ.' પીરસાહેબ ફ્રેઇમમાં લગાડેલી છબીઓ વગેરે જોઈ રહ્યા ને બોલ્યા: 'ઓરડો તો ખૂબ શણગાર્યો છે.' પછી તે લાંબો હાથ કરીને બોલ્યા: 'આ કૃષ્ણની લીલાના, આ કેટલાક ધર્મની ભાવનાવાળા ફોટા છે. પણ આ કોના

છે?' મે કહ્યું: 'આ રંગુનની ચિત્રકળા છે. બુદ્ધ ભગવાનના ફોટા છે. આ અંબાજી છે, અને આ સર્વવ્યાપક છે. ઉપર વિષ્ણુ, લક્ષ્મી અને સરસ્વતી છે. 'આ તો હું જાણું છું, પણ એ કોના છે?' મેં કહ્યું: 'અત્રેના ચિનાઈ કુટુંબમાં શેઠ નટવરલાલ મારા સ્નેહી છે. એ આ બધા એમના છે. મેં ઓળખાણ આપી. સાતે ફોટામાં વ્યક્તિઓનાં નામ કહ્યાં.

જ્યારે એમની નજર બીજી બાજુ થઇ ત્યારે મેં કહ્યું: 'આ મોટા ફોટા તો મારો જ છે.' હું આ સાધુદશામાં ૧૭ વર્ષ રહ્યો છું.' તે બોલ્યા: 'શું તમે જૈન સાધુ હતા? હું એ બાબત જાણવા માગું છું.' મેં સંક્ષેપમાં ઘરથી કેમ નીકળ્યો અને કેમ સાધુ થયો અને સાધુ દશામાં મેં જે અનુભવ્યું તે અને હાલમાં હું ૨૧ વર્ષથી અત્રે શિક્ષક છું; આ બધું ટૂંકાણમાં કહી ગયો. જીયા પાછળ બેઠી બેઠી રડતી હતી તે તરફ મારૂં ધ્યાન ન હતું. લાલનસાહેબ બોલ્યા: 'આ પાછળ બેઠેલાં બ્હેન કેમ રડે છે?' વિલાસે પાછળ જોયું ને કહેવા લાગી: 'સાહેબ, યહ મેરે ભાઈકી જીયા હૈ (ઓરમાન મા) યહ અભી ૩ દિન સે યહાં આઈ હૈ.' લાલનસાહેબ કહેવા લાગ્યા: 'અએ બેટી! તૂને ઇસે મારને કે લિયે દવામેં ઝહર ઘોલા. તુઝે ઐસા ક્યોં સૂઝા?' મેં હાથ જોડીને કહ્યું: 'આપ અત્યારે વાત ન છેડો; અત્યારે મારી જીયાને પોતાનાં કરેલાં કાર્યો માટે બહુ જ પશ્ચાત્તાપ થાય છે. મેં જે આપની આગળ મારા ઘરથી નીકળવાનાં કારણ સંબંધી વાત કરી તેથી જ એ અત્યારે રડવા લાગી છે, વિલાસ જીયાને પોતાના સમ આપી છાના રહેવા માટે સમજાવી રહી હતી.

જીયા બોલી: 'પીરસાહેબ, આપ ચાહેં વૈસી સજા કીજીયે, મેં સચમુચ બડી પાપિની હૂં. મેરે પર ન માલૂમ ઉસ વક્ત કૌન સા સૈતાન સવાર થા. મેરે જીગરમેં જો જખ્મ ઇસી વક્ત પૈદા હુઆ હૈ વો જબ મુઝે મેરે પાપોં કી સજા હોગી તબ અચ્છા હોગા.

ઇસકી નેકી કા પાર નહીં હૈ ઔર મેરી બદી કા પાર નહીં હૈ. ઇસિકે લિયે મૈંને ઇતના ઇતના કિયા હૈ તો ભી ઇસિને મુજકો અપને પાસ બુલા કર સુખી બનાનેકો ચાહા હૈ! પીરસાહેબ, ક્યા કરૂં? મેરી છાતી ફૂટ જાતી હૈ.'

'મા, તૂ ચૂપ હો જા.' મેં તો પીરસાહેબ કે સાથ બાત કરના ચાહતા હૂઁ ઔર તૂ ઇન ગુજરે હુએ રોદનોંકુ રોતી હૈ?'

'બેટી, ચુપ રહ, મૈંને બિના સોચે હી ઐસા કહ ડાલા. તેરે પાપોંકો ખુદાને માફ કર દિયે; નહીં તો તૂ એસે સુખમેં કહાસે આતી? દેખ તો તેરે બેટેને કૈસી અજબ શક્તિ પેદા કી હૈ, કિ ઇસસે યે સબ બૈઠે હૈં ઇન્કો ઔર મુઝકો યહાં ખીંચ લિયા. ઇસિકે જૈસા આદમી તો મૈંને દશ વર્ષ પહેલે બંગાલમેં એક ગાંવમે દેખા થા! બસ ઉસકે સિવાય મૈંને અપની સારી જિંદગીમેં તેરે બેટે જૈસા કોઇ નહીં દેખા.'

મેં પૂછ્યું: 'આપે જે બંગાલીને જોયો તે શું મારી પેઠે પ્રેતાવાહન કરતો હતો?' તે કહેવા લાગ્યા: 'ભાઈ, વાત એમ બની કે હું અને મારી સાથે બીજા બે મારા જેવા પીર, દેશો જોવા માટે નીકળેલા. અમે આસામ જોઈ પાછા આવતા હતા ત્યારે એક ગામમાં, ગામની બહાર કોઈ સાંઇની મોટી દરગાહ છે, ત્યાં રાતના સમયમાં ઘણા લોકો ભેગા થયેલા હતા. અમે તો અમારી આ દશામાં ઊભા રહ્યા. અમને કોઈ જોઈ શકતું ન હતું. વાત એમ હતી, કે કોઈ એક લખપતિના જુવાન છોકરાને જીન વળગેલો હતો. તેને દુઃખ-મુક્ત કરવા હજારો રૂપિયા તેના માતપિતાએ ખર્ચી નાખ્યા હતા. અને જ્યાં જ્યાં કોઇ કહે ત્યાં ત્યાં એને લઈ જતા હતા. તે દરગાહ પર બંગાળી મુસલમાન રહેતો હતો. તે ભૂતપ્રેત ઉતારવામાં બાહોશ ગણાતો હતો. તેની ખ્યાતિ દૂરદૂર સુધી પ્રસરેલી હતી. તે આ ઇલ્મને સારી રીતે જાણતો હતો. અમે તો પાસે જ ઊભા હતા

અને આ બધું જોઇ રહ્યા હતા. તે બંગાળી મુસલમાન એ છોકરામાં રહેલા જીનને તાબે કરવા માટે પ્રયત્ન કરી રહ્યો હતો. તે તો જીનને શીશામાં ઉતારવા માટે મહેનત કરી રહ્યો હતો. પેલો જીન જરાએ મચક આપતો ન હતો, ત્યારે તે બંગાળી મિયાં આવેશમાં આવી જઈ એક થાળીમાં પાણી ભરી કંઈક ઇલ્મ (મંત્ર) બોલવા લાગ્યો. ત્યાર પછી થોડીવારમાં તો એક બહુ જ ઘરડા પીરસાહેબ ત્યાં હાજર થઈ ગયા. અમે બધાને જોતા હતા, પણ અમને કોઇ જોઇ શકતું ન હતું.

એ પીરે તો આવતાં જ એ બંગાળી મિયાંને કહ્યું: 'હું તારૂં કામ કરીશ, પણ અત્રે ત્રણ પરદેશી મહેમાન આવેલા છે. એ અત્રે હાજર છે. તેમને બોલાવીને તું પહેલાં એમની સેવા કર.' અમે એ પીરનું કથન સાંભળ્યું તેમ તે બંગાળીએ પણ સાંભળ્યું હશે, તેથી એ અમારાં નામ, ઠામ જાણ્યા વગર પોતાની ક્રિયા કરવા લાગ્યો, અને અમને ત્રણેને એક પાણીથી ભરેલી થાળીના સાધન પર બોલાવી લીધા. અમે ખેંચાઈ ગયા. પછી અમારી સારી રીતે આગતાસ્વાગતા કરવામાં આવી. અમને ફૂલહાર આપ્યા અને એમના પીરસાહેબે પણ અમારી સાથે વાત કરી. અમે પહેલવહેલા પ્રયોગ દ્વારા પ્રેતાત્માઓને આકર્ષણ કરનાર એ બંગાળી મિયાંને જોયો અને તે પછી તો આજે તમને જોયા. હું જાણું છું, કે ભૂતપ્રેતોને બોલાવનારા, ભૂતપ્રેતો સાથે વાતો કરનારા ઘણા લોકો છે, પણ તમારી પેઠે નહિ. એમની રીતો તો જુદી જ છે—અને તમે તો કંઇક બહુ જ ઊંચા વિચાર ધરાવનાર છો.' મેં કહ્યું: 'એ બંગાળી મિયાંએ છોકરાના શરીરમાંથી જીનને કાઢ્યો કે નહિ, એ વાતતો અધૂરી રહી. એ મને કહો.' તે હસ્યા અને કહેવા લાગ્યા: 'હા, અમે તો ત્યાં બાજુ પર થઈ ગયા અને એ મિયાંએ પીરની આગળ પેલા છોકરાના શરીરમાં રહેલા જીનને આગળ કર્યો; પણ બેટો જીન તો હતો બહુ જ જબરો. સીધો થાય જ નહિ. ત્યાં જે બે-ચાર-વસ્તુઓ હતી તે તેણે પછાડીને ફેંકી દીધી અને મિયાંના કહેવાથી પીરે

તેને ઝાલ્યો અને શીશામાં માંડ માંડ ઉતાર્યો. ત્યાં ઊભેલા માણસોની પાસે શીશો ઉંચકવા કહ્યું. ૪–૫ માણસોએ વારાફરતી એ શીશો ઉપાડવા માટે જોર કર્યું, પણ કોઈનાથી ઉંચકાયો નહીં. એ બંગાળી મિયાં શીશો ઉંચકીને બોલ્યો: 'જુઓ આ તમારો છોકરો તદ્દન સાજો થઇ ગયો છે. તેના શરીરમાં જે જીન્ન હતો તે મેં આ શીશામાં બંધ કર્યો છે. આને હું જંગલમાં જઇ દાટી આવીશ.' છોકરાના બાપે પીરની દરગાહ પર બહુ જ કિંમતી ચાદર ચઢાવી તથા ગરીબોને ત્રણ દિવસ ખાવા માટે ભંડારો કરવા પૈસા આપ્યા અને એ બંગાળી મિયાંને પણ સારી રકમ આપી.'

મેં કહ્યું: 'જેમ બંગાળીએ પીર દ્વારા જીનને કાઢ્યો તેમ કદાચ હું પણ કરી શકું; પરંતુ મેં તો સર્વથા પ્રતિજ્ઞા કરી દીધી છે, ગમે તે થાય; પરંતુ મારે આવાં કામ કરવાં નહીં. મારૂં જીવન પૈસા માટે નથી. હું કેવળ મારા પોતાના અનુભવ માટે આ પ્રેતાત્મવિદ્યા તરફ ઝૂક્યો છું. મને લેશ માત્ર પણ સ્વાર્થ સાધવાની ઇચ્છા નથી. આવાં કામ માટે આપ જેવાઓને તકલીફ આપવી એ હું ઠીક ધારતો નથી. મારી તો માત્ર એ જ ઇચ્છા છે કે જે પ્રેતાત્માઓ દુઃખી દશા ભોગવતા હોય, ત્રાસ પામી રહ્યા હોય અને પીડાતા હોય તેમને જો બને તો સમજાવીને સુખને માર્ગે દોરવા. એ ભૂત–પ્રેત દ્વારા કોઇપણ જાતનું કાર્ય સાધવું નહીં. મને તો આત્મામાં અને પરમાત્મામાં સંપૂર્ણ શ્રદ્ધા છે, તેમજ કર્મોના નિયમો બરાબર સમજી ચૂક્યો છું, અને મને ફરી વાતની તમન્ના નથી. આપ જેવાની મારા પર કૃપા બની રહે તો બસ છે. અત્યાર સુધીમાં મારે પાંચ પીર સાહેબો સાથે વાતચીત થઈ છે. બધાએ મારી ભાવના માટે પ્રેમ દાખવ્યો છે. આ બેનોને આપ મળ્યા ને એમણે મને વાત કરી, તેથી જ મેં આપને તસ્દી આપી છે. આપ આવ્યા છો તેથી મને બહુ જ આનંદ થયો છે. મારી પાસે એવી કઈ વસ્તુ છે કે જેના વડે હું આપનું સ્વાગત કરૂં?'

તે હસવા લાગ્યા અને બોલ્યા : 'ભાઈ, તારી ભાવના જાણીને અને તારા જીવન સંબંધી બધું સાંભળીને મને ઘણો જ આનંદ થયો છે. ખરેખર તારા પર ખુદાની મહેરબાની છે, 'દેખ લો યે બડે ઘરાનેકી બેટિયાં કૈસે દુઃખ પા રહી થી. ઉનકો તૂને સુખી બનાયા હૈ દુનિયા કે લોગોં કે શરીરમેંસે ભૂત–પ્રેત નિકાલનેકે બદલે યહ કામ તો હજાર ઔર લાખ દરજજે અચ્છા હય. બોલ, મારા લાયક કામ છે?' મેં કહ્યું : 'મારા પર કેવળ આપની કૃપાની જરૂર છે. મેં આ જે ભૂતપ્રેતોને માટે સેવા આદરી છે, તેમાં મને ફત્તેહ મળે તેવી આશિષ આપો.' મારા મનમાં ઘણી આ વખત વિલાસ વગેરેને માટે એવા વિચાર થઈ આવે છે, કે આ બધાં હવે ઘણી વખત બહાર ફરવા જાય છે, ત્યારે રખેને કોઇ એમને સતાવનાર મળી જાય!' તે વિલાસને કહેવા લાગ્યા : 'બેટી, તુમ બેફિકર રહના. તુમ્હારા કોઇ કુછ નહીં કર શકતા. અગર કભી ઐસા મૌકા આ જાય તો તુમ ઇસ લાલન કો યાદ કરના. બસ તુમ્હારા જી ચાહે વહાં બેફિકર હો કર રહેના.'

વિલાસ હાથ જોડીને પગે લાગી બોલી : 'બાપુજી, આપકી હમ પર નેક નજર રહે તો હમકો કિસકા ડર? ભાઇ તો નાહક ચિંતા કરતા હય.' મને કહેવા લાગી : 'ભાઇ, પીરસાહેબકો ગંગા-જલ ડાલકર શરબત તો પીલા. હું ઊઠયો ને કાચના પ્યાલામાં શરબત બનાવવા લાગ્યો. પીરસાહેબ જીયાને કહેવા લાગ્યા : 'યે સબ આનંદમેં હસતે હય, મગર તેરા ચહેરા ઉદાસ ઔર ગમગીન હય! તૂં ચિંતા છોડ દે. તૂઝે તો ઇન સબસે જ્યાદા ખુશી મનાની ચાહિયે.' જીયા બોલી : 'આપકા કહના સચ હૈ–મગર કયા કરૂં? એક તરફ મૈં અપની બેટકી ભલાઇઓકો દેખતી હૂં તો મેરા જી ફટતા હૈ!' વિલાસ બોલી : 'મા, તૂ રંજ મત કર, હમકો યહ અચ્છા નહીં માલૂમ હોતા.'

મેં શરબતનો ગ્લાસ લાવી આગળ મૂકયો. કલ્યાણી એકદમ

કૂદીને વચ્ચે આવીને બોલી: 'બાપુજી, મૈં અપને હાથોં સે આપકો શરબત પીલાઉંગી.' પીરસાહેબે કલ્યાણીના શરીરે વ્હાલથી હાથ ફેરવ્યો ને બોલ્યા: 'અચ્છા, બેટી!' કલ્યાણી બોલી: 'બાપુજી, મૈં ગાના ગાતી હૂં—તુમ સુનોગે?' લાલન સાહેબ કહે: 'વાહવાહ ક્યોં નહીં, જરૂર સુનૂંગા! ગાના તો મુઝે બડા હી પસંદ હૈ.' કલ્યાણી ગાવા લાગી.

તેના મધુર કંઠથી અને ભાવપૂર્ણ ગાયનથી પીરસાહેબ ખૂશ-ખૂશ થઈ ગયા અને બોલ્યા: 'બેટી, તું બહુ સારૂં ગાય છે.' વિલાસ બોલી: 'બાપુજી, એ તો બધું ઠીક, પણ એ આખો દિવસ અને રાત એવું તો તોફાન અને ધીંગામસ્તી કરે છે કે વાત ન પૂછો.' લાલન સાહેબે કહ્યું: 'એ તો બચ્ચું છે. એને ગમ્મત વિના બીજું શું હોય?' કલ્યાણી તો બંને હાથોની ચપટીઓ વગાડી આંખો મટમટાવી વિચિત્ર ચેષ્ટા કરવા લાગી. બધાં હસી પડ્યાં. લાલન સાહેબ બોલ્યા: 'તો હવે હું જઈશ.' મેં કહ્યું: 'પધારો, આવજો.' કલ્યાણી કહે: 'બાપુજી હું તમને મૂકવા આવું?' લાલન સાહેબ કહે: 'મૂકવા આવવાની વાત તો ઠીક, પણ તારે ફરવા આવવું હોય તો ચાલ.' એ અદૃશ્ય થયા. કલ્યાણી સાથે ગઈ.

હું, વિલાસ અને જયા સાથે આ પીર સંબંધી વાતો કરવા લાગ્યા: 'આ આત્માઓ કેવા શાંત અને ભલા છે. એમનાથી આપણને નવું જાણવાનું મળ્યું.' ચાર વાગ્યા હતા. હું પથારીમાં પડ્યો. વિલાસ કહેવા લાગી કે કલ્યાણી સાથે અમારામાંથી કોઈ સાથે ગયું હોત તો સારૂં. અડધો કલાક થયો હશે ત્યાં તો કલ્યાણી આવી લાગી. વિલાસે પૂછ્યું: 'ક્યાં સુધી જઈ આવી?' તે બોલી: 'ઠેઠ એમની દરગાહ સુધી. પૂલ પર બે પોલીસના સિપાઈ ચાલ્યા આવતા હતા. એમના માથે ફેંટા હતા. મેં ઉછાળ્યા. એકનો તો ત્યાં જ પડયો, બીજાનો પૂલની નીચે નદીમાં પડયો. તે સમજ્યા કે પવનથી ઊડી ગયો. હું જોઈ રહી ને પછી ચાલી આવી. ગુલ બોલી: 'તારા હાથમાં શું આવ્યું?' તે બોલી: 'ગમ્મત—મઝા,'

# કવિશ્રી 'કાન્ત'

**આજે** દિનાંક ૧૦–૮–૪૦ના રોજ મને મારા મુરબ્બીશ્રી એમ. આર. ભટ્ટ માટે પ્રયોગ કરવાની ઇચ્છા થઈ. સાધન મૂકી, રાત્રે દોઢ વાગે મેં પ્રયોગ આદર્યો.

શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ, લાઠીના દરબારશ્રી સૂરસિંહજી–'કલાપી'ના એક દિલોજાન દોસ્ત હતા. એ સમર્થ વિદ્વાન હતા અને ભાવનગરના મહારાજાના માનીતા તેમજ ગાયકવાડ શ્રીસયાજીરાવના એ પરમ મિત્ર હતા. શ્રી. કાન્તના વિચારો સ્વતંત્ર હતા. મને સાધુ દશાના વાડામાંથી નીકળી જવાનું કહેનાર એ પ્રથમ વ્યક્તિ હતા. ભાવનગરના મહારાજાના બાગમાં મારું જાહેર વ્યાખ્યાન હોવાથી તેઓ ત્યાં પધાર્યા હતા. મારા ભાષણ દરમિયાન એમણે ભાવનગરના આગેવાન શેઠ શ્રી. કુવરજી આણંદજીને પૂછ્યું: 'આ તો શ્રાવકનો છોકરો હોય તેમ લાગતું નથી.' વ્યાખ્યાન સમાપ્ત થતાં જ તેઓ મારી પાસે આવ્યા અને મને પૂછ્યું: 'સાચું બોલજે, તું વાણિયો નથીને?' મેં કહ્યું: 'ના, મારું કુળ બ્રાહ્મણ છે.' તે તો નિર્ભયપણે બોલવા લાગ્યા: 'તું આ ટોળામાં શું કામ ભરાઈ રહ્યો છે? આ વાડામાંથી નીકળી જા. તારી અંદર રહેલી સિંહશક્તિને તું શું કામ વેડફી રહ્યો છે?'

મને એ વાડામાંથી બહાર કાઢનાર અને મારી ખૂબ કાળજી

લેનાર એ મારા મુરબ્બી માટે મને અત્યંત માન છે. પ્રયોગ કરતાંની સાથે જ તેઓ તો મારા સાધન પર આવી લાગ્યા. મેં કહ્યું: 'મુરબ્બી, પધારો. હું ધારૂં છું, કે ઘણાં વર્ષ થઇ ગયાં હોવાથી કદાચ તમે મને નહિ ઓળખી શકો.'

મારૂં કથન સાંભળી તેઓ તો મારા ભણી તાકીને જોઇ રહ્યા અને એકાએક જાણે યાદ આવ્યું હોય તેમ તેઓ બોલી ઉઠયા: 'કોણ, ભાઇ મોક્ષાકર?' મેં નમસ્કાર કરીને કહ્યું: 'હા.' તે બોલ્યા: 'આ શું? તમે તો સ્પીરીચ્યુઆલીઝમના મોટા પ્રોફેસર બની ગયા લાગો છો. તમે આ શું લઇ બેઠા છો? આ કયાંથી મેળવ્યું?'

'તમે જાણો છો કે મેં તમને મરનારના જીવાત્મા સંબંધી પુનર્જન્મની વાત કરી હતી અને પ્રેતાત્મવિદ્યા જગતમાં હયાતી ધરાવે છે એ સાંભળેલી વાતને હું તો અનુભવમાં લઇ આવ્યો.' મેં જવાબ આપ્યો.

'હું તમને જોઇને બહુ જ ખુશ થયો છું. તમારૂં શરીર પણ પહેલાં કરતાં ઘણું સારૂં છે. આ સ્થળ કયું? અને તમે બીજી શી પ્રવૃત્તિ કરો છો?'

'આ અમદાવાદ શહેરના પાલડી વિસ્તારમાં ભગવાનનગર સોસાયટી છે. મારી પ્રવૃત્તિ તો તમે જાણો જ છો, કે મેં શિક્ષકની લાઇન લીધી છે. વીસ વર્ષથી હું શિક્ષક તરીકે કામ કરૂં છું. શરૂઆતમાં તો પાંચ વર્ષ વનિતા–વિશ્રામમાં મેં ઓનરરી કામ કર્યું. તે સમયે શેઠ...ને ત્યાં...અને...હિન્દી શીખવવા માટે બે સમયના રૂા. પચાસ મળતા હતા. સન ૧૯૨૫ થી હું આર. સી. ગર્લ્સ સ્કૂલમાં જોડાયો છું. નિર્વાહપૂરતું લઇને હું આનંદપૂર્વક જીવન ગાળું છું. આ બધું તમારા કરેલા અંગ્રેજી શિક્ષણ–સાહિત્યના અનુવાદનું પરિણામ છે.'

'તમને જોઇને મને ઘણો જ આનંદ થયો છે, પણ આ પ્રેતાત્મવિદ્યા તમે કોની પાસેથી શીખ્યા એ તો પહેલાં કહો!'

હું હસ્યો ને તેમને કહેવા લાગ્યો : ‘ કાંઇક અહીંનું સાહિત્ય, થોડું ક પશ્ચિમનું સાહિત્ય તથા બીજું બ્રહ્મવિદ્યામંડળ ગુપ્ત બેઠકોમાંથી જાણીને મને આ માર્ગ જડવા લાગ્યો; પણ ઘણુંખરૂં મેં મારી જાતે જ, ભારે સાહસ ખેડીને, આ વિદ્યા મેળવી છે.’

હવે મેં તેમને પૂછવા માંડયું : ‘તમે હાલ કયાં છો અને કઈ દશામાં છો ?’ તેમણે કહ્યું : ‘મારો અભિમાની સ્વભાવ તો હતો જ હું દુનિયાની જટિલતાભરી રૂઢ માન્યતાઓને ઠોકરે મારતો. શાસ્ત્રોને હું માનતો નહિ; પરંતુ આજ તો હું આ પ્રેત–દશામાં છું; છતાં દુઃખી નથી, તેમ સંપૂર્ણ સુખી પણ નથી. હું તો ગિરિનારની પાછળ એક સુંદર અને શાંત સ્થળે મારા એ સ્નેહીઓ સાથે સમય પસાર કરૂં છું. કોઈ વખતે શહેરો તરફ ફરવા નીકળી આવું છું, ત્યારે ભૂતો અને પ્રેતોની દશા જોઉં છું. મને તો તમારી આ મનુષ્યસૃષ્ટિ કરતાં આ પ્રેતસૃષ્ટિ અતિ વિશાળ જણાય છે. એ ભૂતો અને પ્રેતોની દશા જોઇ મને કંપારી આવે છે. મરણ પછી ભૂત-યોનિમાં આવ્યા બાદ અમે સમજ્યા છીએ, કે કર્મની શાસનસત્તા ભારે બળવાન છે અને જગતના તમામ જીવો કર્મના નચાવ્યા નાચે છે.’

મેં તેમને કહ્યું : ‘હું શ્રી. વિશ્વવંદ્ય માસ્ટરસાહેબને પણ મળ્યો છું.’ આ સાંભળી તે એકદમ ખુશ થતાં બોલ્યા : ‘શું એ તમને મળ્યા ? હાલ કયાં છે ?’ મેં કહ્યું : ‘એમની તો મારા ઉપર અનહદ કૃપા છે અને મેં જે પતિતપાવન પ્રેતાશ્રમની સ્થાપના કરી છે તેમાં તેઓ પોતાનો અમૂલ્ય સમય આપે છે. તે તો અજાયબી પામતાં બોલ્યા : ‘શું ? શું પ્રેતાશ્રમ ? આ તમે શું કહો છો ?’

‘હા, હું સાચું કહું છું, એ આશ્રમ અહીં જ છે. પ્રેતાશ્રમ-વાસી આત્માઓને આપ હમણાં જ જોઈ શકશો.’

આ પ્રમાણે કહી મેં તત્કાળ તાળી વગાડી, વિલાસ વગેરે બધા જ પ્રેતાત્માઓ, જે બહાર હતા તે અંદર આવ્યા અને હાર-

બંધ સામે ઊભા રહ્યા. શ્રી. કાન્તજી તો બધાને આશ્ચર્યવત્ જોઈ રહ્યા: તેઓ ઘણા જ ખુશ થઈ રહ્યા હતા અને સ્મિત કરી રહ્યા હતા.

વિલાસે બે હાથ જોડી તેમને પ્રણામ કર્યાં. બધાએ પણ નમસ્કાર કર્યા. એ પણ હાથ જોડી રહ્યા. પછી મેં તેમને વિલાસ વગેરેની ઓળખાણ આપી. મેં વિલાસ વગેરેને તેમની ઓળખાણ આપતાં કહ્યું: 'મારા મુરબ્બી છે અને આપણા માસ્ટરસાહેબના ખાસ મિત્ર છે.'

વિલાસે તેમને કહ્યું: 'હું આપનાં દર્શન કરીને ઘણી ખુશ થઈ છું.' તે તો માથું હલાવી આનંદમાં ડોલવા લાગ્યા. માધુરીએ અંગ્રેજીમાં પૂછ્યું: 'અમે ચાહીએ છીએ કે આપ અમને કાંઈક નવું શીખવવા તસ્દી લેશો.' એ તો મધુરી સાથે ઇંગ્લીશમાં જ વાતો કરવા લાગ્યા. એમણે પૂછ્યું: 'તમારામાં ઇંગ્લીશ કોણ કોણ જાણે છે?' માધુરીએ પાસેના આત્માઓ ઉપર હાથ મૂકીને કહ્યું: 'આ અમારાં મોટાંબેન વિલાસ, કલ્યાણી, મોહિની, સુંદર, વસુમતી, મયૂરી આશ્રમવાસીઓ ઇંગ્લીશ સારી રીતે જાણે છે.'

મેં તેમને પૂછ્યું: 'આપની ઇચ્છા હોય તો હું માસ્ટરસાહેબને બોલાવું?' તે તો ખુશ થતાં બોલ્યા: 'બોલાવો, જરૂર બોલાવો.'

મેં કહ્યું: 'હવે તમે સાધન ઉપરથી બહાર આવી અહીં બિરાજો.'

મેં એમને છુટા કર્યા અને માસ્ટરસાહેબ માટે પ્રયોગ કર્યો. દશેક મિનિટમાં જ એ સાધન ઉપર આવી ગયા. તરત જ મેં તેમને સાધન ઉપરથી મુક્ત કર્યા. એમણે તો સામે શ્રી. મણિશંકરભાઈને ઉભેલા જોયા અને ઊછળીને તેઓ તેમને ભેટી પડયા. બેઉ જણ અંગ્રેજીમાં વાતો કરવા લાગ્યા. અને પછી કલ્યાણીના માથા ઉપર હાથ ફેરવી મણિશંકરને કહેવા લાગ્યા: 'આ અમારા બધાયનું રમકડું છે.' કલ્યાણી બોલી: 'લાકડાનું યા માટીનું!' બધાય પ્રેતાત્માઓ હસ્યા. સાથે હું પણ હસવા લાગ્યો. માસ્ટરસાહેબે બંને હાથ કલ્યાણીના

ખભા પર મુકી હલાવતા હલાવતા બોલ્યા: 'માટીનું ય નહિ અને લાકડાનું પણ નહિ; પરંતુ પ્રભુને પસંદ પડે તેવું આ ચૈતન્યમય આનંદી રમકડું છે.'

શ્રી. મણિશંકરભાઈ તો જાણે ગાંડા ગાંડા થઈ ગયા.

પછી સર્વે નીચે બેસી ગયા. શ્રી. વિશ્વવંદ્યે મારી બધી વાત તથા આશ્રમવાસીઓની અથ-ઇતિ વિગત અને પોતે અન્ય મિત્રો સાથે શુકલતીર્થમાં છે, એ વિસ્તારપૂર્વક લગભગ પોણા કલાક સુધી શ્રી. કાન્તને કહ્યું. હવે મણિશંકરભાઈ મારી પ્રશંસા કરવા લાગ્યા. મેં કહ્યું; 'આ બધો પ્રતાપ તમારો છે.' શ્રી. ભટ્ટ કહે: 'શક્તિ તો બધી તમારા અંદર જ ભરેલી હતી.' મેં હસીને કહ્યું: 'આ ભૂત-પ્રેતોને હું બોલાવવા લાગ્યો, તેમની સાથે વાતો કરવા લાગ્યો, આ એક સામાન્ય બાબતને તમે શક્તિ માનો છો? આવું કરનાર તો ઘણા પડયા હશે. મારે તો એવી શક્તિ જોઇએ, કે જેના વડે હુ મારા આત્માના સ્વરૂપને સમજી શકું મારાં કર્મોને ભસ્મ કરી શકું, જેથી પુનઃ આ જગતમાં ન જન્મું કે ન મરૂં'.

શ્રી વિશ્વવંદ્ય કહે: 'ખરી વાત ખરી શક્તિ તો એ જ છે, તો તમે એ પણ મેળવશો. શ્રી. મણિશંકરભાઈ કહે: 'તમે પ્રેતાશ્રમ કાઢયો એ ઉત્તમ કામ કર્યું 'જ. હું ધારૂં છું કે આવો પ્રેતાશ્રમ દુનિયામાં કયાંય નહિ હોય. કદાચ દસ-પંદર પ્રેતાત્માઓ કોઇની પાસે રહેતા હોય, પણ આવી ભાવનાથી તો નહિ જ.'

મેં કહ્યું: 'મારી કલ્પનામાં પણ એ ન હતું, કે પ્રેતાશ્રમ થશે. માત્ર હું એટલું જ ચાહતો હતો, કે આ પ્રેતાત્માઓ સાથે વાત કરવી અને દુઃખી હોય તેમને આશ્વાસન આપવું; પણ આ તો વિલાસબેનની ભાવનાએ મને પ્રેર્યો. આશ્રમનાં સંસ્થાપક તો આ વિલાસબેન છે. આશ્રમનાં અધિકારી એ છે. શ્રી માસ્તરસાહેબ અને પીર સૈય્યદ લાલન સાહેબની દેખરેખ નીચે એ ચાલે છે. મારા

જેવો એક સાધારણ માણસ પ્રેતાશ્રમ ચલાવે છે એ કોઈ માની શકે નહિ. અને હવે તો તમે પણ માસ્ટરસાહેબની સાથે મળ્યા છો. એ બધું ય આપને હવે સોંપ્યું. તમે જાણો અને તમારૂં કામ જાણે.'

વિલાસ બોલી: 'ભાઈ! આ તો તમારી વાત ખોટી છે. જે તમારૂં કામ છે તે તમારે કર્યે જ છૂટકો. તમે પ્રેતાવાહન કર્યું ન હોત તો આ બધાં ભેગાં ક્યાંથી થાત? શ્રી. માસ્તરસાહેબ અને લાલન સાહેબ પણ તમારા લીધે જ મળ્યા છે ને?'

શ્રી. મણિશંકરભાઈ કહે: 'એ લાલન સાહેબ કોણ છે?' માસ્તરસાહેબે બધી જ વાત કરી: 'એ બહુ જ સારા અને શાંત સ્વભાવના પીર છે. ભાઈએ તો ચાર–પાંચ પીરો સાથે મુલાકાત લીધી છે. સૌરાષ્ટ્રના જોગી ગોહેલ સાહેબ પણ સારા શક્તિશાળી જુના પીર છે.' શ્રી. મણિશંકરભાઈ કહે: 'અમારે ઘણાની સાથે ભેટો થયો છે. એ લાલન સાહેબ આવે છે?' શ્રી. માસ્તરસાહેબ કહેવા લાગ્યા: 'હા, એ ઘણી વખત અહીં આવે છે.'

મેં કહ્યું: 'અત્યારે અહીં બોલાવું; પણ ખાસ કારણ વગર તેમને તકલીફ આપવી એ મને પસંદ નથી. આપ તો અહીં હવે ઘણી વખત આવશો, એટલે તે પ્રસંગે બોલાવીશ.'

વિલાસ બોલી: 'અમારે બધાને જુનાગઢ, ગિરનાર વગેરે જોવા સારૂ આવવા વિચાર છે ત્યારે સૈયદ લાલન સાહેબ અમારી સાથે જ હશે. અમે એમના વગર દૂર ફરવા જતાં નથી. આપ આપનું સરનામું આપો.'

શ્રી. મણિશંકરભાઈ કહે: 'તમે મારૂં સ્થળ શોધી નહિ શકો. ગિરનારની જે પાંચમી ટૂંક કહેવાય છે તેની પૂર્વે ૧૫–૧૬ માઈલ પર એક ઝરણું છે તથા આંબા અને રાયણનાં ઝાડોની ઘેરી ઘટા છે. એ તરફ કોઇ આવતું નથી. કદી કોઈ રખડતું આવી ચડે છે; કારણ કે ત્યાં હિંસક જનાવરોની વસ્તી વધારે છે. ચારે બાજુ

પહાડોની હારમાળા છે. કેટલીક વખત નવાબ કે નવાબના મહેમાનો શિકાર માટે ત્યાં આવે છે. મને એ રમ્ય સ્થળ બહુ જ પસંદ છે.'

મેં પૂછ્યું: 'આપના મિત્રવર્ય શ્રી. સુરસિંહજી આપને મળે છે?' તે હસીને કહેવા લાગ્યા: 'મળે છે શું, એ રહે છે જ મારી સાથે. અમે બંને સાથે જ છીએ. એ સ્થળ એમણે જ પસંદ કર્યું છે.'

તેમણે આગળ કહ્યું: 'શ્રી વિલાસબેન પોતાના પતિતપાવન આશ્રમવાસીઓ સાથે ત્યાં આવે તો ઉત્તમ. જો આવવાનો દિવસ નક્કી હોય તો તે દિવસે અમે બંને ગિરનાર ઉપર પાંચમી ટૂંકે સામા આવી મળીએ.' તેમણે માસ્ટરસાહેબને કહ્યું: 'આપ પણ તેમની સાથે આવો એવી મારી ઇચ્છા છે.' વિલાસે મારા તરફ જોયું એટલે મેં કહ્યું: 'તમારે જવું હોય ત્યારે ઘણી ખુશીથી જાઓ. તેમને નક્કી સમય આપવો જોઇએ.'

વિલાસે કહ્યું: 'અમે ગુરૂવારે સાંજે પ્રાર્થના કરીને નીકળીશું. શ્રી. માસ્ટરસાહેબને અમે લાવીશું. બે ત્રણ કલાક જુનાગઢમાં ગાળ્યા પછી દસેક વાગે ગિરનાર ઉપર અમે આવીશું.'

શ્રી. માસ્ટરસાહેબ કહેવા લાગ્યા: 'ભાઈ, પંડિતજીએ તો ગાયકવાડ સયાજીરાવ અને તેમના સંબંધીઓને પણ બોલાવી વાત કરી છે. શ્રી. મણિશંકરભાઈ મારા તરફ જોઈ કહેવા લાગ્યા: 'તમે તો કાંઈ ગજબ કામ કરી રહ્યા છો. તમે યૂરોપમાં હોત તો ખ્યાતિ મેળવી હોત. અહીં તમારી આ વિદ્યાની કાંઈ કદર નહિ કરે.'

'મારે કોઇને આ જણાવવાની જરૂર નથી. મારે ખ્યાતિ નથી જોઇતી. હું તો મારા અનુભવનો રસિયો છું અને આ જે કાંઇ પ્રેતાત્માઓની સેવા થાય તે પ્રભુના નામે સમર્પણ! આપ જેવાઓની મહેરબાની અને સહકાર એ જ મારા માટે બહુ છે. જગતના લોકો

મારી વાહવાહ બોલે તેના કરતાં આ પ્રેતાત્માઓને શાંતિ મળે એ શું ઓછું છે? કલાપી–શ્રી. સુરસિંહજીને મારા પ્રણામ કહેજો અને એકવાર આ પતિતપાવન આશ્રમની મુલાકાત લે તો સારૂં.'

શ્રી મણિશંકરભાઈ કહેવા લાગ્યા: 'જરૂર, જરૂર; હું તેમને તેડી લાવીશ તથા બધી વાત કરીશ. તે તો પ્રેતાશ્રમ સંબંધી સાંભળીને બહુ ખુશ થશે અને જાતે અહીં આવવા માટે આગ્રહ કરશે. સારૂં હવે હું જઈશ.' થોડી વારે તેઓ બધા ગયા હું સૂઈ ગયો.

---

વિષયની વાતમાં વિષ્ણુ ભૂલી ગયા,
રાખની આશમાં લાખ ખોયા;
દેહની ચિંતમાં દેવ કોરે રહ્યા,
મોહિની જાળમાં સર્વ મોહ્યા.
પેટની વેઠમાં રાતદિન આથડે,
શેઠની ભેટ નવ ક્યાંય થાતી;
આયુ એળે ગઈ કરમ કથની રહી,
રોઈ રોઈ થઈ આંખી રાતી.



# સર ઓલિવર લોજ

દિનાંક ૫–૯–૪૦ ને ગુરૂવારની રાત્રે એક વાગે સાધન મુકી હું પ્રેતાવાહન–પ્રયોગ કરવા બેઠો. વિલાસબેને બધાં આશ્રમવાસીઓને વાડીમાં જઈ પ્રભુભજન કરવા મોકલી દીધાં, અને જરૂર જણાશે તો તમને બોલાવીશું, એમ કહી દીધું. મેં વિલાસને કહ્યું: 'મોહિની, માધુરી અને કલ્યાણીને અહીં બેસવા દો; કેમકે મારે આજે સર ઓલિવર લોજ (લંડનના પ્રેતાત્મવિદ્યાના ખાસ ઉપાસક) ને બોલાવવા છે.' આ સાંભળી વિલાસે મોહિની, માધુરી તથા કલ્યાણીને રોકીને મને કહેવા લાગી: 'એમ હોય તો તમે પહેલાં શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટ સાહેબને બોલાવી લો; કેમકે તેમની હાજરી વધારે સારી.' મેં કહ્યું: 'આ પણ અંગ્રેજી જાણે છે, પછી શા માટે ભાઈને તકલીફ આપવી? જરૂર લાગશે તો તેમ કરીશ.'

કલ્યાણી કહેવા લાગી: 'સર ઓલિવર લોજને બોલાવવા માગો છો તો બધા આશ્રમવાસીઓને અહીં હાજર રહેવા દો.' વિલાસે કહ્યું: 'ત્યારે ભલે એમ કરો.' કલ્યાણી બધાને બોલાવી લાવી ને બધા ય પ્રેતાત્માઓ સામી બાજુએ બેસી ગયા.

મેં પ્રયોગ શરૂ કર્યો. ચાર અગરબત્તી સળગાવી હતી. આખા રૂમમાં સુગંધ પ્રસરી રહી હતી. લગભગ ૨૦ મિનિટ થઈ, કે એ મહાશય આવી લાગ્યા. મેં હાથ જોડીને નમસ્કાર કરી આવકાર

આપ્યો. વિલાસ મારી બાજુમાં હતાં. તેમણે અંગ્રેજીમાં આવકાર આપતાં કહ્યું: 'પધારો.' તેમનું વૃદ્ધ શરીર, માથામાં પડેલી ટાલ અને ધોળી દાઢીથી ઓપતું હતું. તેમના હાથમાં બાઈબલનું નાનું પુસ્તક હતું. તે બહુ જ શાંત, મૃદુ, હાસ્યથી અમારા બધા તરફ જોઈ ચારે બાજુ નજર કરી રહ્યા.

મેં વિલાસને સુચના આપી: 'તમે મારા વતી કહો, કે આપને તકલીફ આપી છે તો માફ કરજો.' વિલાસે અંગ્રેજીમાં તેમ કહ્યું. તેઓ તો બહુ જ નમ્રતાથી માથું નમાવી બોલ્યા: 'મને જરાય તકલીફ નથી પડી.' વિલાસે મારી બહુ જ ટુંકાણમાં ઓળખ આપી અને પતિતપાવન આશ્રમની બાબત કહી. આ સાંભળી તે ખૂબ જ ખુશ થતા બોલ્યા: 'હું આ બધું જોઈ–જાણીને ખરેખર ઘણો જ આનંદિત થયો છું.' વિલાસે મને સમજ પાડી. મેં વિલાસને કહ્યું: 'તમે મારા વતીથી તેમને કહો કે હું આપને આ સાધન પરથી મુક્ત કરૂં છું, આપ અહિં પધારો.' વિલાસે અંગ્રેજી કરીને સમજાવ્યું. મેં પ્રયોગના સાધન પરથી તેમને છોડી દીધા. પાથરેલા ગાલીચા પર તે બેઠા. મેં કહ્યું: 'આપના શરીર છુટવાની બાબત મેં છાપામાં વાંચી (મૃત્યુ તા. ૨૨–૮–૧૯૪૦) ત્યારે મને ઘણું જ લાગી આવ્યું. આ મારા વાક્યને અંગ્રેજીમાં વિલાસે કહ્યું. તેમની મુખમુદ્રા પર જરા પણ વિષાદ ન હતો. મૃદુ હાસ્ય કરતાં તે બોલ્યા: 'ભાઈ! શરીર તો નાશવંત છે. તેના માટે શોક નકામો છે. પણ મારા મનની શુભેચ્છા હતી તે મારા મનમાં જ રહી ગઈ છે. જે બાબત હું લખી રહ્યો હતો તે પણ અપૂર્ણ જ રહ્યું છે, તેથી કાંઈ મને ઝાઝું દુઃખ નથી; પણ યૂરોપમાં ચાલતો માનવસંહાર મને બહુ જ ખટકે છે; પરંતુ તેમ થવું એ પણ જરૂરનું છે. હવે લોકો આત્માને કાંઈક સમજશે અને સાથે એ પણ નક્કી છે, કે લોકોમાં ઈશ્વરની શ્રદ્ધા પણ વધશે. દેવનું રાજ્ય થશે ત્યારે જ માનવસંહાર થતો અટકશે.'

વિલાસે કહ્યું: 'ફાધર! આપે જે કહ્યું એટલું મને સમજાવી દેવા દો, પછી આપ બોલો.' મોહિની અને વિલાસે મને તેમની બધી વાત સમજાવી.

મેં કહ્યું: 'હું દિલગીર છું કે ઇંગ્લીશ મને નથી આવડતું, તેથી જ આ પ્રમાણે કરવું પડે છે. આ બહેનો ન હોત તો મને આપની સાથે વાત કરવામાં મુશ્કેલી પડત.' આ વિગત મોહિનીએ અંગ્રેજીમાં તેમને સમજાવી. તે બોલ્યા: 'હું ક્યાં બધા દેશોની ભાષા જાણું છું? એથી કાંઈ હું દિલગીર થતો નથી. દિલગીર થઈને તમે તમારી ભવિષ્યની ભાવનાને પુષ્ટ કરો છો- મેં તમારા વેદ-ઉપવેદ-સ્મૃતિઓ, ગોભિલ્લ ગૃહ્ય સૂત્ર, પારસ્કર ગૃહ્યસૂત્ર, અશ્વલાયન ગૃહ્યસૂત્ર આદિ ગ્રંથોનો અભ્યાસ કર્યો છે.' મોહિની ગુંચવાડામાં પડી ગઈ તેથી મેં વિલાસને કહ્યું: 'હું મણિશંકરભાઈને પ્રયોગ કરી બોલાવું છું, તમો તેમની સાથે વાતો કરો.'

હું સાધન પાસે જઈ પ્રયોગ કરવા લાગ્યો. તે મારા તરફ જોઈ રહ્યા હતા. દશ મિનિટમાં 'કાન્ત' આવી લાગ્યા. તેમનો આત્મિક પ્રભાવ મારા પર પડતો હતો. મેં પ્રણામ કર્યા અને તેમણે તો સામે બેઠેલા શ્રી. ઓલિવર લોજને જોયા. મેં વાત કરી કે આમ બાબત બની છે. પ્રયોગના સાધન પરથી મેં તેમને છૂટા કર્યા. તત્કાળ તે સર ઓલિવર લોજની સાથે હસ્તધૂનન કરી વાતો કરવા લાગ્યા. મારા સંબંધમાં, આશ્રમના સંબંધમાં એ ખૂબ કહી ગયા. મોહિનીએ મને સમજ પાડી કે આમ વાત ચાલે છે.

પછી મણિશંકરભાઈએ મને પૂછ્યું: 'તમારે હવે શું પૂછવું છે?' મેં કહ્યું: 'આ પ્રેતાવાહન સંબંધમાં જ વાતો કરવી છે. મારે એમની સાથે મારા અનુભવો સંબંધી વાત કરવાની છે.' શ્રી. મણિશંકરભાઈ કહે: 'હું એ બધું સમજાવું છું, પણ તમે કાંઈ

એમનાથી ઉતરતા નથી. એ કાંઇ તમારા કરતાં વધારે ચઢી જાય તેમ નથી. હા, એમનો અનુભવ વધારે છે તેમજ એમનાં સાધનો પણ તમારા કરતાં વધારે છે. આ ડોસો તો આપણાં શાસ્ત્રોનો પ્રખર અભ્યાસી છે. આ બધું એમનાથી જાણ્યું. તમારા આ કાર્યને જોઈ એ ચકિત થઈ ગયો છે અને કહે છે: 'ભાઇએ સારી શક્તિ કેળવી છે.'

શ્રી. કાન્તે મને કહ્યું: 'હવે કાંઈ તમારે મને ખાસ પૂછવું હોય તો પૂછો, પણ પહેલાં તમે શ્રી. વિશ્વવંદ્ય છોટાલાલ માસ્ટર-સાહેબને તથા દરબાર સૂરને બોલાવી લો તો જરા ગમ્મત પડે. એ લોકો પણ ડોસાનાં દર્શન કરી લે અને એને પણ કાંઈ ખબર પડે, કે અમે કોણ છીએ. એ તો એમજ માનતા હશે, કે આ વિદ્યા યૂરોપમાં જ છે; પણ અહિંયાં પંડિતજી જેવા પ્રેતાવાહકો પડ્યા છે!'

મેં કહ્યું: 'મુરબ્બી! તમે મને ચડાવો નહિ.'

'હું તમને ચડાવતો નથી, ખરી વાત કહું છું. તમે તો પોતાને ગોંધી રાખવા માગો છો, પણ એને જાણવા દો, કે આ આર્યાવર્તમાં ને ગુજરાતના પાટનગરમાં પણ મારા માથાનો માનવી પ્રેતાશ્રમ ચલાવે છે. મને તો લાગે છે, કે અત્યારે શ્રી. સયાજીરાવ ગાયકવાડ, વિઠ્ઠલભાઈ, અબ્બાસ તૈયબજી, જોગી ગોહેલ પીર, પીર સૈયદ લાલન સાહેબ વગેરેને ય બોલાવો. બસ, આજે બધાને ભેગા કરો અને આ પ્રેતાત્માઓની અહીં કોન્ફરન્સ ભરો.' મેં કહ્યું: 'આપ આ શું કરવા ધારો છો?' તે કહેવા લાગ્યા: 'ભાઈ મોક્ષાકર! તમે મૂંઝાઓ છો શું કામ? તમે તમારૂં કામ ચાલુ રાખો, બોલાવો બધાને.'

મેં પ્રકાશ કરી સમય જોયો ત્યારે બેમાં પાંચ મિનિટ ઓછી હતી. તે બોલ્યા: 'ટાઇમ શું જુઓ છો? જાઓ, સાધન ઉપર બેસો અને બોલાવવા માંડો.' કલ્યાણી બોલી: 'બાપુજી, સૈયદ લાલન

સાહેબને તો હું બોલાવી લાવું' એટલું કહીને તે ગુલને લઈ અદૃશ્ય થઈ ગઇ. શ્રી. વિશ્વવંદ્ય માટે મેં પ્રયોગ કર્યો. આઠ મિનિટમાં તે હાજર થયા. આવતાંની સાથે જ તેમણે મણિશંકરભાઇને જોયા અને ખુશ થયા. એટલામાં સૈયદ લાલન સાહેબ આવી લાગ્યા.

મણિશંકરભાઈ મને કહેવા લાગ્યા : 'તમે તમારૂં ધ્યાન પ્રયોગ કરવામાં જ રાખો. સૂરસિંહજી દરબાર (કલાપી) માટે પ્રયોગ કર્યો. તેઓશ્રી પણ આવ્યા. એમને છૂટા કરીને શ્રી. સયાજીરાવ ગાયકવાડને મેં બોલાવ્યા. ૧૦ મિનિટમાં તે પણ આવી ગયા. એ બધા સર ઓલિવર લોજને મળીને હસ્તધૂનન કરતા ને વાતો કર્યે જતા હતા. ખરેખર આજે મારો રૂમ પ્રેતાત્માઓથી ભરાઈ ગયો હતો. પ્રયોગ દ્વારા શ્રી. વિઠ્ઠલભાઈ પણ આવી ગયા. શ્રી. મણિશંકરભાઈ મને કહેવા લાગ્યા : 'કેમ થાકી ગયા ?'

મેં કહ્યું : 'ના, મેં અબ્બાસ તૈયબજી માટે પ્રયોગ કર્યો તે પણ આઠ મિનિટમાં આવી ગયા, મને આનંદ થઈ રહ્યો હતો, પણ તેઓની વાતો સાંભળવાનું મન થતું હોવાથી ચિત્તવૃત્તિ છટકી જતી હતી. મણિસંકરભાઇએ કહ્યું : 'ચાલો, આટલા બસ છે.'

હું આસન પર બેઠો. શ્રી. મણિશંકરભાઈ તો રીતસર અંગ્રેજીમાં જ ભાષણ કરવા લાગ્યા : 'આજે આપણા માટે આ એક અપૂર્વ પ્રસંગ છે; કારણ કે ભાઈ શ્રી. મોક્ષાકરના લીધે અહીં પધારેલા સર ઓલિવર લોજના દર્શનનો લાભ આપણને મળ્યો છે. હું બધાના વતીથી ભાઇ મોક્ષાકરનો ઉપકાર માનું છું, કે તેમને લીધે આપણે બધા પ્રેતાત્માઓ અહીં એકઠા મળ્યા છીએ. આ કાંઈ નાનીસુની વાત નથી. આપણી સામે આજે આ પતિતપાવન આશ્રમ છે, કે જેમાં પ્રેતાત્માઓ પોતાનું પ્રેતજીવન આનંદપૂર્વક ગાળી રહેલ છે. જગતના લોકો આ આપણી વસ્તુસ્થિતિથી સર્વથા

અજ્ઞાત છે અને આત્મશ્રદ્ધાના અભાવે તેમજ સ્વાર્થમય વૃત્તિને લીધે આ અમૂલ્ય માનવજીવનમાં રહસ્યને પામી શકવાના પણ નથી. સર ઓલિવર લોજ જેવા આત્મવાદી અત્યારે ભાઈ મોક્ષાકરની પ્રવૃત્તિ જોઈને ચકિત થઈ ગયા છે. આપણે આ પ્રેતદશામાં આવ્યા પછી એટલું તો સારી રીતે જાણી શકયા છીએ કે આત્મા અમર છે અને પોતપોતાનાં કરેલાં કર્મોને અનુસરી એક ગતિમાંથી બીજી ગતિમાં જીવને જવાનું હોય છે. અહીં હાજર રહેલા તમો બધા પોતપોતાની સ્થિતિ સારી રીતે જાણો છો. ભાઈ મોક્ષાકરજીની ભાવના શી છે તે તમને મારે જણાવવી જોઈએ. તેમને પ્રેતાત્માઓથી કંઈ પણ સ્વાર્થ નથી. તે પોતે અંગ્રેજી નથી જાણતા તેથી તેમના વતીથી હું આપ સર્વનો આભાર માનું છું. હવે તેમની જે ભાવના છે તે આપની આગળ રજુ કરું છું. આપણે હાલમાં પ્રેતદશામાં છીએ—પછી તે ઊંચી દશામાં કે નીચી દશામાં; છતાંય આપણે બધાએ તેમની ભાવનાનુસાર વર્તીશું તો જીવન સુખી બનાવી શકીશું. ભાઇ મોક્ષાકરનું કથન એ છે, કે આત્મા અમર છે, પરમાત્મા છે અને કર્માનુસાર જીવને પુનર્જન્મ મળે છે; માટે કોઇએ કોઇની સાથે વેર—દ્વેષ—ખાર—અદેખાઇ જરા ય રાખવાં નહિ. પોતાનાં કરેલાં કર્મ પ્રમાણે જીવને સુખ—દુઃખ મળે છે. આ અંગે તો બે મત છે જ નહિ. આપણી પાસેથી ભાઇ મોક્ષાકર કાંઇપણ સ્વાર્થ સાધવા માંગતા નથી, તેમજ દુનિયાને આ બતાવીને લોકોની 'વાહ-વાહ' પણ એ ચાહતા નથી. હું અત્યારે અંગ્રેજીમાં બોલી રહ્યો હોવાથી તે સમજી શકતા નથી. જો તેઓ સમજે તો મને બોલતાં ય અટકાવે, કે આ મારી પ્રશંસા મને નીચે પાડનારી હોવાથી તમે મને શા માટે નીચે પટકો છો? એમનું જીવન ખરેખર અજાયબી પમાડે તેવું છે. આજે જગતમાં જે કામ તેમણે કરી બતાવ્યું છે તે કોઇ કરી શકશે કે કેમ એ શંકા છે. હું ચાહું છું કે સર ઓલિવર આપણને કાંઇક લાભ આપશે.

અત્રે મારે ટૂંકમાં બધાની ઓળખાણ આપવી જોઈએ. મણિશંકરભાઈએ પ્રથમ આશ્રમવાસીઓની અને પછીથી જે આવેલા તે બધાયની ટૂંકાણમાં ઓળખ આપી. તે બાદ સર ઓલિવર લોજ બોલવા લાગ્યા:

'બહેનો અને ભાઈઓ! આજે મને જે અનુભવ થયો છે તેથી મારી અજાયબીનો પાર રહેતો નથી. હું જીવિતદશામાં પોતાને એમ જ માનતો હતો, કે મારા જેવો પ્રેતાવાહન કરનાર બીજો કોઈ નહિ હોય! પણ આજે આ જોઈને મને ઘણો જ આનંદ થયો છે. હું ચાહું છું કે ફરી ફરી આવી રીતે તમને બધાયને મળું અને તમારા બધાયના સમાગમમાં આવી આનંદ લઉં. મને લાગે છે કે મારી અધૂરી રહેલી વિદ્યા જ મને આ પ્રેતયોનિમાં લાવી છે. ખરૂં પૂછો તો ત્યાં મને જરાય દુઃખ નથી. મારા અધૂરા રહી ગયેલા કાર્ય માટે મને ઘણું લાગી આવે છે. આ પ્રેતયોનિમાંથી હવે ક્યારે મારો છૂટકારો થશે તે હું કાંઈ જાણી શકતો નથી. અત્યારે યુરોપમાં જે માનવસંહાર ચાલી રહ્યો છે તેમાં ૯૯ ટકા તો પ્રેત-દશામાં આવે છે. તે માટે મારી પાસે કશો ઉપાય નથી. પ્રેતાત્માઓને શાંત કરવા અને શાંતિના માર્ગે દોરનારાઓની ઘણી અગત્યતા છે. તે સારૂ હું આ ભાઈને સુચના કરવા લલચાઉં છું. હું ચાહું છું કે આપણે બધા પ્રેતાત્માઓ જગતનું સારૂં તો ન કરી શકીએ તો કાંઈ નહિ, પણ જગતનું અહિત તો ન જ કરીએ, એમ આપણે જો આપણા પ્રેતાત્માને સમજાવીએ તો જરૂર આપણા પર પ્રભુની કૃપા વરસ્યા વિના નહિ રહે. (આ સાંભળી બધાએ તાળીઓ પાડી અને હીયર, હીયરના અવાજથી મારી કોટડી ગાજી રહી). જો કે હું તમારાથી ઘણે છેટે છું; છતાંય આજે તમે જોઈ શક્યા છો, કે આપણે કોઈ ઈશ્વરની ગુપ્ત પ્રેરણાના લીધે જ અત્રે પરસ્પર મળી શક્યા છીએ. આત્માની અમરતા માટે જો આપણને પ્રથમથી ખ્યાલ

હોત તો જરૂર આપણે આ દશા કરતાં કોઈ ઊંચી કોટિએ પહોંચ્યા હોત. હું તમને બધાને મળીને બહુ જ રાજી થયો છું. સર સયાજીરાવ ગાયકવાડ તો ઈંગ્લેંડમાં મારે ત્યાં ઘણી વખત આવેલા, તેથી એમને તો હું બહુ સારી રીતે ઓળખું છું. બાકી તમે બધા તો મને આજે પહેલી વાર મળો છો, તેથી હું અત્યંત ખુશ થયો છું અને આ આશ્રમ જોઈને તો મને ઘણી જ અજાયબી લાગી છે. હું ફરીથી બધા સાથે મળવા ચાહું છું.' આટલું બોલી તે એકદમ શાંત થઈને બેસી ગયા.

મેં ધીમેથી માસ્ટરસાહેબને કહ્યું 'હું તો કાંઈ સમજ્યો નથી. કોણ જાણે આ બંને શું બોલી ગયા?' માસ્ટરસાહેબ કહેવા લાગ્યા: 'હું તમને બધું ય સમજાવીશ અને કહેશો તો લખાવીને જઈશ.'

વિઠ્ઠલભાઈ મારા ભણી જોઈ બોલ્યા: 'ભાઈ! મને તમે બોલાવેલો ને હું આવ્યો ત્યારે તો આ કોઈને મેં જોયા ન હતા. તમે પણ મને આ આશ્રમવાસીઓથી અંધારામાં રાખ્યો?' મેં કહ્યું: 'ના, વડીલ! મેં આપને અંધારામાં રાખ્યા નથી, હું જ અંધારામાં હતો. આપના આવ્યા પછી જ વિલાસબહેન આવ્યાં અને પતિતપાવન આશ્રમનું મૂળ રોપાયું. જે કાંઈ બન્યું છે તે આ વિલાસબહેનનો પ્રતાપ છે. આ આંજનો જ દાખલો લઈ લો. હું તો માત્ર તમારા બધાનો સેવક છું. મેં તો આમંત્રણ આપનાર તરીકે કામ કર્યું છે. તમને બધાને મેં અહીં બોલાવ્યા તેમાં તો મેં શી મોટી કારીગરી કરી? અત્યાર સુધી સૈયદ લાલન સાહેબ નીચું ઘાલી બેઠા હતા તે બોલી ઊઠયા: 'અરે બાપ, તમારા જેવા જો પ્રેતોને તેડનારા દશ–પંદર નીકળી આવે તો લાખો પ્રેતાત્માઓનું કલ્યાણ થઈ જાય.'

આ ચાલતી તમામ વાત શ્રી. મણિશંકરભાઈએ સર ઓલિવર

લોજને અંગ્રેજીમાં સમજાવી દીધી: તે આ સાંભળીને બોલ્યા: 'આ ભાઈ મને હું જીવતો હતો ત્યારે મળ્યા હોત તો જરૂર હું ત્યાં પ્રેતાશ્રમ ખોલી દેત; પણ અમને આ વાત ધ્યાનમાં જ આવી નહિ. અનેક પ્રેતાત્માઓને બોલાવીને હું વાતો કરતો હતો, તેમના જીવનથી વાકેફ થતો હતો. પ્રેતાત્માઓ વાતો કરીને ચાલ્યા જતા હતા. એટલું તો ખરૂં કે પ્રેતાત્માઓ ૧૦–૧૦ કે ૨૦–૨૦ ના ટોળામાં રહે છે અને પ્રેતદશામાં જીવન પસાર કરે છે; પણ આશ્રમ તરીકે તો કોઈ નહિ. વળી આ લાઈનમાં દોરનાર પણ કોઈ નથી.' આ આખા વાકયનું ગુજરાતી કરીને 'કાન્તે' મને કહ્યું.

આજે મારા રૂમનું વાતાવરણ કાંઇક જુદું જ હતું. વિઠ્ઠલભાઇ, ગાયકવાડ સયાજીરાવ જોડે વાતો કરતા હતા. જોગી ગોહેલ પીર સૈયદ લાલન સાથે વાતો કરતા હતા. સૈયદ સાહેબ શું વાતો કરે છે તે ગુલ સાંભળી રહી હતી અને સયાજીરાવની વાતો અંગ્રેજીમાં ચાલતી હોવાથી બીજી બેનો ધ્યાનપૂર્વક સાંભળતી હતી. અંતે સવારના સાડાપાંચ થવા આવ્યા હતા તેથી શ્રી. મણિશંકરભાઇએ કહ્યું: 'આપ આજે અહીં પધાર્યા છો તે માટે હું ભાઈ મોક્ષાકર વતીથી બધાનો આભાર માનું છું. આપે જે તસ્દી લીધી છે તે માટે હું આપ સર્વેનો આભાર માનું છું. હવે આપણે એવો એક ખાસ દિવસ નક્કી કરીએ, કે જેથી આપણે બધા ફરીથી એકઠા મળીએ અને પ્રેતાત્માઓના શુભ માર્ગ માટે વિચારણા ચલાવીએ.'

શ્રી. સયાજીરાવ બોલ્યા: 'આજે તો મને પણ ઘણો આનંદ થયો છે. તે દિવસે તો ભાઇએ મને નકામા અણગમતા પ્રશ્નો પૂછેલા હતા. આ પ્રેતાશ્રમની વાત જાણીને તો હું બહુજ ખુશ થયો છું. હું આજે બધાયને મારે ત્યાં પધારવા આગ્રહપૂર્વક વિનંતી કરૂં છું.'

જોગી ગોહેલ સાહેબ બોલી ઊઠયા: 'આ તમે બધા આવું

કાંઈક બોલો તો સમજાય પણ ખરૂં. ગિટપિટ-ગિટપિટ કર્યા કરો તે અમે તો કાંઈ જ ન સમજીએ.' દરબાર સૂરસિંહજીએ જોગી ગોહેલ પીરસાહેબને કાઠિયાવાડી બોલીમાં જ બધું સમજાવ્યું.

ગાયકવાડ સરકારની વાત બધાએ કબૂલ રાખી; પણ માસ્તર-સાહેબ બોલ્યા: 'મારે તો આજે અહીં ભાઈની પાસે રોકાવું પડશે. હું દિવસે તો નહિ, પણ રાત્રે આવી પહોંચીશ.'

વિલાસે પણ કહ્યું: 'અમે બધા આશ્રમવાસીઓ પણ રાત્રે જ આવીશું.'

મેં મણિશંકરભાઈને પૂછ્યું: 'તમે બધા એક રાત રોકાશો કે વધારે?'

શ્રી. સરકારે તો સ્પષ્ટ કહી નાખ્યું: 'હું તો ત્યાં બધાને ત્રણ દિવસ રોકવાનો છું.' આખરે મણિશંકરભાઈએ તા. ૧૪ મી સપ્ટેમ્બર ૧૯૪૦, શનિવારની રાત્રે મારે ત્યાં બધા પ્રેતાત્માઓ ભેગા થાય એ નિર્ણય રજુ કર્યો અને સર્વએ તે મંજુર રાખ્યો.

વિલાસે બધાને કહ્યું: 'અમે બધા આશ્રમવાસીઓ અત્યારે પ્રભાતની પ્રભુપ્રાર્થના અહીં કરીએ છીએ તેમાં સામેલ થવા આપ સર્વને મારી નમ્ર વિનંતી છે. બધા ઊભા થઈ ગયા. વિલાસબેને મને કહ્યું: 'ભાઈ! પહેલા તમે પ્રાર્થના બોલો.' મેં પ્રથમ બે શ્લોકો ગાયા.

બાદ કલ્યાણીએ અંગ્રેજી અને હિન્દીમાં પ્રાર્થના કરી. બધાએ તે ઝીલી લીધી.

વિલાસે મને ધીમેથી કહ્યું: 'ભાઈ! તુમ ગંગાજલ લેકર સબ પર છાંટો.' મેં તેમ કર્યું. પછી બધા રૂમની બહાર નીકળ્યા. માસ્ટરસાહેબ, શ્રી. કાન્ત, કલાપીજી અને આશ્રમવાસીઓ સિવાય

બધા અદૃશ્ય થઇ ગયા. દરબાર સાહેબ મને કહેવા લાગ્યા: 'તમારાં દર્શનથી હું આજે બહુ જ આનંદ પામ્યો છું. શ્રી. મણિશંકરભાઇએ આપની વાત જો કે મને કહેલી હતી, પણ પ્રત્યક્ષ લાભ આજે મળ્યો. તમે બહુ સારી શક્તિ મેળવી છે અને એથી પણ વધારે તો તમારી ભાવનાએ હદ કરી નાંખી છે!'

મેં કહ્યું: 'હું આપને બોલાવવા માટે ઘણા દિવસથી વિચાર કરતો હતો; પણ આજે તો ભાઇના કહેવાથી અકસ્માત જ બોલાવવા માટે પ્રસંગ આવી લાગ્યો.'

શ્રી. મણિશંકભાઈ કહે: 'હવે સવાર થયું, અમે જઇશું.'

મેં કહ્યું: 'પધારો.' પછી માસ્ટરસાહેબે ઇંગ્લીશમાં જે વાતચીત થયેલી તેની તમામ નોંધ મને કરાવી દીધી. પછી તેઓ બધાય વડોદરે ગયા. આજના મારા અનુભવમાં કમાલ થઈ ગઈ.



શિકને જીવ ઉદ્યોગ અદકો કરી,
જનમનાં પાપ સહુ નાંખ ધોઈ;
ભક્તિ ભગવાનની પ્રાપ્તિ નિર્વાણની;
આપથી આપને લેને જોઈ.
કોણ તું જીવડા શેં થકી આવિયો,
મરણ પછી શી ગતિ જો વિચારી;
આદિ ને અંતમાં નાંહીં તે મધ્યમાં,
શેં હશે કાય તુજ આ વિકારી.



# શ્રી તિલક મહારાજ

દિનાંક ૨–૩–૪૧ ને રવિવારના એક વાગે હું પ્રયોગ કરવા બેઠો. આશ્રમવાસીઓ પાસે બેઠેલાં હતાં. વિલાસે પૂછ્યું: 'આજે કોના માટે પ્રયોગ કરો છો?'

મેં કહ્યું: 'આજે તો હું બાલ ગંગાધર તિલક માટે પ્રયોગ કરું છું.' બધાં પ્રેતાશ્રમવાસીઓ એક બાજુ બેસી ગયાં. હું સાધન મૂકીને અગરબત્તી સળગાવી પ્રયોગ કરવા લાગ્યો.

વીસ મિનિટ થઈ, ત્યારે એ મહાશય સાધન ઉપર આવી લાગ્યા. ઉઘાડા માથે, ઉઘાડા પગે એક ધોતિયું અને શરીર ઉપર માત્ર એક પહેરણ, લાંબી ચોટલી છૂટી લટકતી હતી. ચહેરા ઉપર ગંભીરતા હતી. મારી સામે તેઓ વેધક દૃષ્ટિથી એકીટશે જોઈ રહ્યા. મેં બે હાથ જોડી નમસ્કાર કરી કહ્યું: 'સ્વાગતમ્–પધારો. આપનાં દર્શનથી મને ઘણો આનંદ થયો. આપને મેં તસ્દી આપી માટે ક્ષમા કરશો. હું આપની સાથે કઈ ભાષામાં વાત કરું? મને મરાઠી ભાષા નથી આવડતી. હિન્દી અથવા ગુજરાતીમાં હું આપની સાથે સારી રીતે વાત કરી શકીશ.'

તે બોલ્યા: 'તમે કોણ છો?' મેં કહ્યું: 'જે તમે છો તેજ હું છું.' તેમણે મારા ભણી તાકીને સ્મિત કર્યું. મને તે વખતે

શ્રીમદ્ શંકરાચાર્યનો શ્લોક યાદ આવ્યો. તેથી બોલી ગયો:

'નાહં મનુષ્યો ન ચ દેવપક્ષો, ન બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્રઃ
ન બ્રહ્મચારી, ન ગૃહીવનસ્થો, ભિક્ષુ ર્ન ચાહ નિજબોધરૂપઃ'

—પરંતુ આપ મને, મારી આ વાચાળતા માટે ક્ષમા કરશો. અત્યારે તો હું આ શરીરધારી જીવાત્મા છું. મારૂં નામ મોક્ષાકર છે. ૨૨ વર્ષથી હું શિક્ષકની લાઈનમાં જીવન પસાર કરી રહ્યો છું. અત્રે અમદાવાદમાં આર. સી. ગર્લ્સ સ્કૂલમાં હું અધ્યાપક છું. કેટલાંક વર્ષોથી હું આ પ્રેતાત્મવિદ્યાની પાછળ પડેલો હતો અને પ્રભુકૃપાથી હું આ પ્રેતાવાહનવિદ્યાનો યત્કિંચિત્ અનુભવ મને થયો છે. મારૂં જીવન કાંઈક વિચિત્ર સંયોગોમાં મૂકાયું છે. મને આ પ્રેતાત્મવિદ્યા દ્વારા અથવા પ્રેતાત્માઓથી કોઈ પણ જાતનો સ્વાર્થ નથી. મેં અત્યારસુધીમાં સંખ્યાબંધ સ્ત્રી–પુરૂષ પ્રેતાત્માઓને બોલાવ્યાં છે, તેમની સાથે વાત કરી છે. અત્યારે આપની સામે બેઠેલા આ ૪૦–૪૧ પ્રેતાત્માઓને આપ જોઇ રહ્યા છો, એ પ્રેતાત્માઓ પતિત–પાવન આશ્રમના છે. આપની પાસેથી મને કોઇ પણ પ્રકારનો સ્વાર્થ નથી. મને આત્મશક્તિ મળી છે, તે આપના પ્રતાપે–એટલે આપે તૈયાર કરેલા શ્રીમદ્ ભગવદ્ગીતા રહસ્ય–કર્મયોગ શાસ્ત્રનું મેં આઠ વખત મનન કર્યું છે, અને એ જ વસ્તુ હું આશ્રમવાસીઓને તેમજ મારા સહવાસમાં આવનારાઓની આગળ મૂકું છું.'

મારૂં આ કથન સાંભળતાં જ તેઓ આશ્રમવાસીઓ તરફ જોઇ રહ્યા. આશ્રમવાસીઓ એકદમ ઊભા થઈ ગયા અને બધાએ હાથ જોડીને માથું નમાવીને પ્રણામ કર્યા. તે ચકિત થઇને બોલ્યા: 'મેં તો ઘણા પ્રેતાવાહન કરનારાઓને જોયા, પણ અહીં તો કંઈ જુદી જ વિચિત્રતા દેખાઈ રહી છે. તમારી વાત સાંભળી મને ઘણો આનંદ થયો છે. મારા જીવનમાં આ મારો પહેલો અનુભવ છે. હું તમારી સાથે વાત કરતાં પહેલાં આ પ્રેતાત્માઓની આપવીતીઓ જાણવા માગું છું.'

મેં વિલાસ તરફ જોયું. વિલાસ આગળ આવી. મેં કહ્યું: 'આપને હું આ સાધન પરથી મુક્ત કરું છું. આપ આ આસન પર બિરાજો. આ, બહેન આપને બધી વાતો વિસ્તારથી સંભળાવશે.' મેં ઇટાલિયન ગાલીચો–આસત પાથર્યું અને સાધન પરથી તેમને મુક્ત કર્યા. તેઓ આસન પર બેસતાં પહેલાં બાજુમાં મારી સેવા-પૂજા તરફ જોઈ, હાથ જોડી બેસી ગયા. વિલાસબેને મારા જીવનની બાબત સંક્ષેપમાં કહી. પછી પોતે પોતાની અને બીજા પ્રેતાત્માઓની ટૂંકમાં ઓળખાણ આપી. એક કલાક સુધી તેઓ આ બધું સાંભળી રહ્યા. તેમના ચહેરા પરના બદલાતા ભાવો હું જોઇ રહ્યો હતો. તે તો ગદ્ગદ્ કંઠે બોલ્યા: 'મેં જે કાંઈ આજે જોયું અને સાંભળ્યું તેથી મને સમજાય છે, કે મારા જીવનમાં મેં જે પરિશ્રમ કર્યો હતો, તે આજ સાર્થક થયો છે. મને આજ અતિ આનંદ થઈ રહ્યો છે.'

તેમણે આગળ કહ્યું: 'બંધુવર્ય! શું હું થોડાક દિવસ અહીં રહી શકું છું?' મેં હાથ જોડીને કહ્યું: 'ઓ પૂજ્યશ્રી! મારાં અહોભાગ્ય છે, કે આપ અહીં થોડા દિવસ નહિ, કાયમ માટે રહો. હું આપનો દાસ છું.'

શ્રી. તિલક મહારાજ બોલ્યા? 'હું આ સ્વપ્ન જોઇ રહ્યો છું કે સત્ય? ખરેખર, તમે તો અહીં દેવલોક બનાવી રાખ્યો છે.'

'આ બધું વિલાસબેનની શુભ ભાવનાનું પરિણામ છે.' મેં જવાબ આપ્યો: 'મને તો સ્વપ્નેય ખ્યાલ નહોતો, કે પ્રેતાવાહનના પ્રયોગોનું આવું ઉપકારક પરિણામ આવશે.'

'તમે મને આજ સુધી કેમ ન બોલાવ્યો? ઠીક, હું જાણું છું કે દરેક કાર્ય જ્યારે થવાનું હોય છે ત્યારે જ થાય છે. મોસમ વગર તો આંબા પણ પાકતા નથી. સમય પૂરો થયા વગર તો માતા બાળકને જન્મ પણ નથી આપી શકતી. કાળ ભગવાન સહુથી વધુ બળવાન છે.'

સારબાદ વિલાસ, તિલક મહારાજને કહેવા લાગી: 'ભાઈએ તો વિજ્ઞાનવેત્તા ઓલિવર લોજને પણ બોલાવ્યા હતા.'

તેમણે ભાઈ તરફ જોઈને કહ્યું: 'તમે ખરેખર ધન્યવાદને પાત્ર છો.'

'હું તમને પૂછી શકું કે આપ હમણાં ક્યાં હતા?' મેં પૂછ્યું.

'હું આ મૃત્યુલોકમાં પ્રેતાવસ્થામાં જ છું. રામેશ્વરની પાસે એક તુણ્ડીસ્થળ છે ત્યાં હું હતો. મને કેટલાય પ્રેતાવાહન કરનારાઓએ બોલાવ્યો હતો અને મારે ત્યાં જવું પડ્યું હતું; પરંતુ ત્યાં માત્ર આ દુનિયાના જ પ્રશ્નોની ચર્ચા થઈ હતી. થોડાક રાજદ્વારી સવાલો પણ ચર્ચાયા હતા, પણ એમની પાસે મેં બીજી કોઈ ખાસ વાત ન જોઈ. તેઓ પ્રેતાવાહનવિદ્યા જાણતા હોવા છતાં એમનામાં ધર્મશ્રદ્ધાનો અભાવ હતો. હું ઈચ્છું છું, કે તમે આવી વાતો પૂછશો નહિ.'

તિલક મહારાજના આ કથનના જવાબમાં મેં એમને દુનિયાદારીના પ્રશ્નો ન પૂછવાની મારી પ્રતિજ્ઞા વાંચી સંભળાવી અને ઉમેર્યું:

'હું મારો અનુભવ અનધિકારી જગત સામે મૂકવા નથી માગતો. દુનિયાની મને દયા આવે છે; પણ એને આપવા માટે મારી પાસે કાંઈ નથી; કારણ કે દુનિયા તો અર્થ અને કામની પાછળ જ ગાંડી બની છે. મને પડી છે આત્મોન્નતિની. હું આપને દુન્યવી પ્રશ્નો નથી પૂછવાનો.'

મારી આ સ્પષ્ટ વાત સાંભળીને તેઓ બોલી ઉઠ્યા: 'તમારી આ શુભ મંગલકારી ભાવના માટે હું ધન્યવાદ આપું છું.'

'એ પણ આપની કર્મયોગી ગીતા–રહસ્યના વાચનનું જ પરિણામ છે, તિલક મહારાજ!' મેં હાથ જોડીને કહ્યું.

જ્યારથી મને આત્માના અમરત્વ અને પરમાત્માના અસ્તિત્વમાં સંપૂર્ણ શ્રદ્ધા બેઠી તથા કર્મની શાસનસત્તાના નિયમો સમજી

શક્યો, ત્યારથી પુનર્જન્મ અને પરલોકના વિચારો પાછળ હું મારૂં જીવન ખર્ચી રહ્યો છું. જગત સાથેનો મારો વ્યવહાર માત્ર નિર્વાહ પૂરતો જ રહે છે. સંસારની માયા મને અસર કરી શકતી નથી, એટલે પરમકૃપાળુ પરમેશ્વરને મારી પ્રાર્થના છે, કે હવે આપ અહીં રહેશો તો મારી પરિસ્થિતિ આપને સમજાઈ જશે. મારી ભૂલ થાય ત્યાં આપે તે સુધારવી જોઇશે.'

આ સાંભળીને તિલક મહારાજ ફરીથી મારી પ્રશંસા કરવા જતા હતા, ત્યાં મેં હાથ જોડીને કહ્યું: 'કૃપા કરીને મને આકાશે ચડાવવાનો પ્રયાસ ન કરો. હું બેઠો છું ત્યાં જ રહેવા દો, હજુ હું સંપૂર્ણ વિતરાગી નથી બની શક્યો. ઠીક, હવે ચાર વાગી ગયા છે. કાલે રાતે વિશ્વવંદ્ય માસ્ટરસાહેબ અને સયાજીરાવ ગાયકવાડને બોલાવી આપની સાથે એમની મુલાકાત કરાવીશ.'

'સયાજીરાવ મહારાજા પણ આપની પાસે આવી ગયા છે કે શું?' એમણે આશ્ચર્ય પામીને પૂછ્યું.

મેં મારી પ્રેતાત્માનુભવની અનુક્રમણિકા વાંચી બતાવી, ત્યારે તેઓ વધારે વિસ્મય પામ્યા. બાદ મારૂં શરીર થાક્યું હોવાથી મેં સુવાની ઇચ્છા બતાવી. તિલક મહારાજ આશ્રમવાસીઓ સાથે સાબરમતીના કિનારે ફરવા ચાલ્યા ગયા.

બીજે દિવસે, સોમવારની રાત્રે તેઓ બધા મારે ત્યાં આવી પહોંચ્યા. પ્રથમ તો મેં પ્રાર્થના કરી. પછી બધા પ્રેતાશ્રમવાસીઓએ પ્રાર્થના કરી. શ્રી. લોકમાન્ય પણ આંખો મીંચી ધ્યાનમગ્ન બની બેસી ગયા. કલ્યાણી કમલાપતિ–અષ્ટક અને ગિરજાપતિ–અષ્ટક સંસ્કૃતમાં બોલવા લાગી, ત્યારે તેઓ પણ બધાની સાથે બોલતા હતા. પ્રાર્થના પુરી થયા પછી મને વિલાસે કહ્યું:

'ભાઈ આજે તો લોકમાન્યે આખો દિવસ અમારી વાતચીત

કરવામાં જ વિતાવ્યો. મેં મારી આખી જીવનકથા એમને કહી દીધી અને કલ્યાણી, મોહિની, ઉજ્જવલા સાથે પણ એમણે ઘણી વાતો કરી.'

તિલકજીએ મને કહ્યું: 'બંધુશ્રી, હું તમને કયા શબ્દોમાં ધન્યવાદ આપું અને કયા શબ્દોમાં તમારો ઉપકાર માનું? આ બધાં આશ્રમવાસીઓની ભાવના જોઈને, તમારી જીવનચર્યા અને સ્વાર્થત્યાગની કઠિન તપશ્ચર્યાની વાતો સાંભળીને હું આશ્ચર્યચકિત થઈ ગયો છું. તમે તો ખરેખર હદ કરી નાંખી છે. જે કાર્ય તમે અહીં એકલા અને ગુપચુપ કર્યા કરો છો, એ જ કામ તમે યુરોપ–અમેરિકામાં કર્યું હોત, તો વિજ્ઞાનવાદીઓના શિરોમણિ તરીકે તમે પ્રસિદ્ધ થઈ ગયા હોત.'

તિલક મહારાજના આ શબ્દો સાંભળીને મારી આંખમાં આંસુ આવી ગયાં. મેં કહ્યું: 'આપ મારી પ્રશંસા ન કરો. મેં જે કર્યું છે, તે આપના જેવા ઉન્નત આત્માઓની પ્રેરણાથી જ કર્યું છે.'

'મેં વિલાસબહેન પાસેથી સાંભળ્યું છે, કે તમે તમારી આ કામગીરીને જગતસમક્ષ મુકવા માગતા નથી. તમને જગતની કીર્તિ અને 'વાહ–વાહ'ની અભિલાષા ભલે ન હો, પણ હું ઈચ્છું છું, કે તમે આ પ્રેતાત્મવાદની યોગવિદ્યાને જગત સામે રાખીને કહો, કે ભારતનાં વેદાદિ શાસ્ત્રો સાચાં છે. શ્રીકૃષ્ણ તથા શ્રીરામની અવતાર–લીલા સંપૂર્ણ સત્ય છે અને પરલોક તથા પુનર્જન્મ પણ સત્ય જ છે. તમે જગતને જણાવી દો, કે જે વાતોને આજે તમે નથી માનતા, પણ તમારા ભૌતિક શરીરનો નાશ થતાં જ તમારે એ માનવી પડશે–પુનર્જન્મ અને પ્રેતસૃષ્ટિનો અનુભવ કરવો જ પડશે. ઘણા અફસોસની વાત છે, કે ભારતવર્ષના પ્રાચીન મહર્ષિઓએ સાચું કહું તો સર્વજ્ઞોએ–પરલોક, પુનર્જન્મ અને કર્મબંધન તથા મોક્ષનો ઉપાય બતાવનારા હજારો ગ્રંથોની રચના કરી છે અને એ જ શાસ્ત્રોને આધારે પાશ્ચાત્ય લોકો આજે મોટા વૈજ્ઞાનિકો

બની બેઠા છે—જ્યારે જેના એ શાસ્ત્ર—ગ્રંથો છે, એના સંતાનો આજે નાસ્તિક બનતાં જાય છે. કેટલા દુઃખ અને ખેદની એ વાત છે?

તિલક મહારાજ તો પોતાની ઓજસ્વિની વાણીમાં, જેમ પોતે જીવંત અવસ્થામાં પ્રવચન કરતા હતા તેવી જ શૈલીથી મારી અને પ્રેતાશ્રમવાસીઓ સમક્ષ મારા ઓરડાને ગજવી રહ્યા હતા! જો હું તેમને વચ્ચે રોકીને પ્રશ્ન કરત નહિ, તો કોણ જાણે ક્યાં સુધી તેઓ બોલ્યે જ જાત! મેં હાથ જોડીને વિનંતી કરતાં કહ્યું:

'આપ કહી રહ્યા છો એ સર્વથા સત્ય છે, પણ નગારાંના અવાજમાં તૂતીનો અવાજ સાંભળે છે કોણ? મારી આ નગ્નસત્ય હાલતનો અનુભવ હું જગતને શી રીતે કરાવું? મેં હજુ એટલી શક્તિ નથી મેળવી, કે જગતને હું આ બધું પ્રત્યક્ષ બતાવી શકું. હા, આપ આપની શક્તિનો પરિચય જગતને કરાવી શકો છો; પરંતુ પૂજ્યશ્રી, મને મારી ધૃષ્ટતા માટે ક્ષમા કરજો, પણ આજના જગતને આત્મા કે પરમાત્મા કોઈની પડી નથી. ધર્મ કે મોક્ષ સાથે એને લેવા—દેવા નથી. એમને તો પડી છે માત્ર અર્થ અને કામવાસનાની. મહારાજ! દવા રોગની થઈ શકે છે—દવા સાધ્યની થઈ શકે છે—અસાધ્યની નહિ! કંસરાજ અને હિરણ્યકશ્યપે પરમાત્માના ચમત્કારોને પ્રત્યક્ષ જોવા છતાંય એના તરફ ધ્યાન ન આપ્યું, તો એનું પરિણામ કેવું આવ્યું? મને તો આજે આજના જગતમાં જે જીવાત્માઓ જીવી રહ્યા છે એના મોટા ભાગમાં કંસરાજનો રાક્ષસી અંશ જ દેખાય છે! હું જગતને શું સમજાવવાનો હતો? એમનાં કર્મો જ એમને સમજાવશે. લોકો સાથે વાદવિવાદ કરવા માટે મારી પાસે સમય નથી. મને તો મારા આત્માની પડી છે. હું જગતની સેવા કરવા કટિબદ્ધ થયો હતો અને વર્ષો સુધી સેવા કરી પણ ખરી; પણ એનું પરિણામ શું આવ્યું? ભલાઈને બદલે મને બુરાઈ જ મળી. જગતને એમાં સ્વાર્થ નહોતો, તો પણ

એનો બદલો મને કેવો મળ્યો? મારી ભાવનાનું ફળ તો મને જરૂર મળશે જ. મેં જે કર્યું છે તે કોઈના ભલા માટે જ કર્યું છે અને આજે પણ પ્રેતાત્માઓની સેવા કરવામાં જ સમય પસાર કરૂં છું. એમાં પણ મારો કોઈ સ્વાર્થ નથી—આપને પણ એનો પ્રત્યક્ષ અનુભવ થયો હશે.'

ત્યારબાદ તિલક મહારાજ આશ્રમવાસીઓ સાથે બે–ચાર કલાક માટે બહાર ફરવા ચાલ્યા ગયા. હું રાતે નવ વાગે સુઈ ગયેલો, અને મધરાત પછી મારી આંખ ઉઘડી ગઈ અને જોઉં છું તો બધાં આશ્રમવાસીઓ બેઠાં હતાં. શ્રી. લોકમાન્ય પણ સેવા–પૂજાની પેટી પાસે, મૃગચર્મ પર બેઠા હતા. મેં વિલાસને પૂછ્યું: 'તમને આવ્યાને કેટલીવાર થઈ?'

'પાએક કલાક થયો હશે' તેમણે જવાબ આપ્યો. ઘડિયાળમાં સાડાબાર વાગ્યા હતા. હું વિલાસબ્હેન પાસે જ ઊભો હતો.

શ્રી. લોકમાન્યને, કોણે જાણે શાથી, પણ મારા પ્રત્યે આનંદનો ઉછાળો આવ્યો અને તેઓએ મને ભેટવા પોતાના બેઉ હાથ લાંબા કર્યા અને મારા શરીરમાં દાખલ થઇ ગયા. હવે મારા શરીરનો કબજો તિલક મહારાજના હાથમાં હતો. બધાં ગભરાઇ ગયાં. કલ્યાણી અને મોહિની તો પીર લાલન સાહેબને બોલાવવા દોડી ગઇ. આ બીના વિલાસે મને પાછળથી લખાવેલી.

મારા શરીરમાં આવેલા લોકમાન્યને વિલાસે પૂછ્યું: 'આપે આ શું કર્યું? આપ ભાઈના શરીરમાંથી નીકળી જાઓ.'

મારા શરીરમાંથી તેઓ બોલ્યા: 'કેમ? શું તમે જ ભાઈના શરીરનો ઈજારો રાખ્યો છે? મારો પણ એ નાનો ભાઈ નથી?'

'આપની વાત સાચી છે, પણ બધાં આશ્રમવાસીઓની એ પ્રતિજ્ઞા છે, કે અમારે કોઇના શરીરમાં પ્રવેશ ન કરવો. આપ અમારી સાથે રહીને શિસ્તનો આ રીતે ભંગ કરી રહ્યા છો. હું આપને હાથ જોડીને વિનંતી કરૂં છું કે આપ ભાઈના શરીરમાંથી બહાર નીકળી જાઓ. આપને ગંગાજીના સોગંદ છે. આપના આવા વર્તનથી અમારાં બધાંનાં દિલ દુભાયાં છે. કૃપા કરીને આપ બહાર આવી જાઓ.'

એટલામાં પીર સૈયદ લાલન સાહેબ આવી પહોંચ્યા. વિલાસ-બહેને પીરસાહેબને બધી વાત કરી: 'લોકમાન્ય તિલક મહારાજ ગઇ કાલના અહીં પધાર્યા છે. ભાઈ તરફ અત્યંત પ્રેમ ઉભરાઈ જવાને કારણે તેઓ એમના શરીરમાં પ્રવેશી ગયા છે. ભાઈ નિદ્રામાંથી ઊઠયા અને હજુ તો સાવધ થાય અને જીવનસૂત્ર હાથમાં લ્યે તે પહેલાં જ મહાશય એમના શરીરમાં દાખલ થઈ ગયા.'

મારા શરીરમાં રહેલા તિલક મહારાજ પીરસાહેબ સામે જોઈ રહ્યા. લાલન સાહેબે કહ્યું: 'જનાબ, હવે આપ બહાર નીકળી જાઓ. શરીરમાં દાખલ થયા વગર પણ આપ એમને પ્રેમ કરી શકો છો. ચાલો, મોડું ન કરો, જલદી બહાર આવી જાઓ.'

તિલક મહારાજ તરત મારા શરીરમાંથી બહાર નીકળી ગયા— અને પીરસાહેબની બાજુમાં ઊભા રહ્યા.

હજુ મારૂં શરીર ભારે લાગતું હતું, મગજ ઘૂમી રહ્યું હતું. હું આળસ મરડીને સ્વસ્થ થયો, એટલે પીરસાહેબે મને કહ્યું:

'તમે નીચે બેસી જાઓ અને પાણીઆરા પાસે જઈ થોડુંક પાણી પી લ્યો.'

મેં પાણી પીધું અને બંડીના ગજવામાંથી જીવનસૂત્ર લઈ આસન પર આવ્યો. વિલાસે પૂછ્યું: 'ભાઈ, શું થયું હતું?'

'કાંઈ નહિ.' ભાઈએ જવાબ આપ્યો: 'મને લાગે છે, કે તિલક મહારાજને મારા પ્રત્યે વધારે લાગણી થઈ આવતાં તેઓ મારા શરીરમાં આવી ગયા.' મેં અંદરની ઓરડીમાં જઈ હાથ–પગ ધોયા અને પંચિયું બદલીને આસન પર આવ્યો. ત્રણેક અગરબત્તી સળગાવી. મારૂં શરીર હજુ પણ ભારે લાગતું હતું; કારણ કે એમણે મને ખૂબ જ હચમચાવી નાખ્યો હતો. હલકી કોટિનાં ભૂતો જેના શરીરમાં પ્રવેશી જતાં હશે તેની કેવી હાલત થતી હશે, તેનો મને એક–બે પ્રસંગોથી ખ્યાલ આવી ગયો હતો.

મેં લાલન સાહેબ સાથે, લોકમાન્ય તિલક મહારાજની ઓળખાણ કરાવી. કલ્યાણી લાલન સાહેબના ખોળામાં બેઠીબેઠી એમની દાઢી પસવારતી હતી. તે અંગ્રેજીમાં લોકમાન્યને કહેવા લાગી: 'હવે ભાઈના શરીરમાં દાખલ ન થતા.' લોકમાન્ય હસી પડયા અને બોલ્યા: 'મને ખબર નહોતી કે તમને બધાંને દુઃખ થશે. મેં તમારા ભાઈને કાંઈ કર્યું નથી, માત્ર પ્રેમાવેશમાં એમને ભેટી પડયો હતો.'

મેં કહ્યું: 'હું માસ્ટરસાહેબને બોલાવવા માટે પ્રયોગ કરૂં છું.' મેં ગ્લોબ મૂકીને પ્રયોગ શરૂ કર્યો. થોડીક જ મિનિટોમાં વિશ્વવંદ્યજી આવી પહોંચ્યા. મેં એમને તરત સાધન પરથી મુક્ત કર્યા અને સામે બેઠેલા લોકમાન્ય તિલક મહારાજ તરફ હાથ બતાવીને કહ્યું:

'તેઓશ્રી ગઈ કાલના પધાર્યા છે.' તેઓ બેઉ એકબીજાને ઓળખી ગયા. તિલક મહારાજે કહ્યું: 'આપના અવસાનના સમાચાર મેં દુઃખી હૃદયે 'કેસરી'માં ફોટા સાથે છાપ્યા હતા. ચાલો, આજે આપણે બીજા અવતારમાં પણ ઘણા સમય પછી મળીએ છીએ.'

મેં આ વાક્ય જેમ બોલાયું હતું તેમ જ લખ્યું છે. શ્રી. વિશ્વવંદ્યજી સાથે એમને ઘણી ચર્ચા થઇ. ત્યારબાદ ગાયકવાડ સરકાર, પીર લાલન સાહેબ, કવિશ્રી 'કાન્ત', કલાપીજી, વિલાસબ્હેન વગેરે ઉત્તમ કોટિના પ્રેતોના નિર્ણય અનુસાર શ્રી. તિલક મહારાજને 'પતિતપાવન આશ્રમ'ના કુલપતિ નીમવામાં આવ્યા. આજે પણ આ આશ્રમમાં પરલોકગત વાસનાબદ્ધ જીવાત્માઓ ઉત્તમ જીવન ગાળી રહ્યા છે.

આ આશ્રમ કેવી રીતે ચલાવવામાં આવે છે? એના નિયમો કેવા હોય છે? પ્રેતાત્માઓને કેવી પ્રતિજ્ઞાઓ લેવડાવવામાં આવે છે અને તે કેવી રીતે પાળવામા આવે છે? આ બધા પ્રશ્નો સહેજે ઉપસ્થિત થાય છે. આનો જવાબ 'પરલોકગત જીવાત્માઓ'ના બીજા ભાગમાં રજુ કરવાની ઇચ્છા છે. પ્રભુકૃપા હશે, તો એ પ્રકાશન પણ બહુ થોડાં સમયમાં પ્રગટ થશે. શિવાર્પણમસ્તુ.



# કેટલાક અભિપ્રાયો.

પૂ. પંડિતજી શ્રી. મોક્ષાકર વિશ્વબંધુના પ્રેતાત્માનુભવના પ્રસંગો તમો (શ્રી. વિ. પ્ર. ઉપાધ્યાય) "પરલોકગત જીવાત્માઓ" નામના પુસ્તક રૂપે ક્રમશઃ પ્રસિદ્ધ કરો છો તે જાણી ઘણો જ આનંદ થયો. ભગવતી અંબિકા તમને સહાય થાઓ.

સારંગપુર, દોલતખાના,
ઔદિચ્યનીવાડી પાસે,
**અમદાવાદ.**

(સહી) **લક્ષ્મીબેન લ. સ્વામી**

"પરલોકગત જીવાત્માઓ"નું આપનું પુસ્તક આધુનિક યુગમાં વાચકવર્ગને ભારે આશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવું છે; વળી હાલના નાસ્તિકતા તરફ ઢળતા જમાનામાં એક નવું જ માર્ગદર્શન કરાવશે. આમાં કપોળકલ્પિત વાર્તાઓ અથવા અતિશયોક્તિવાળી હકીકતો નથી; પણ શ્રીમાન પં. મોક્ષાકર વિશ્વબંધુએ પ્રત્યક્ષ જોએલી, અનુભવેલી અને કાળજીપૂર્વક નોંધેલી હકીકતોનો સારાંશ છે. વળી તે આપણા શાસ્ત્રીય સિદ્ધાંતોને સ્વાનુભવની એરણે ચકાસી અત્યારના વૈજ્ઞાનિક જગતને, પરલોકવિદ્યાની સિદ્ધિની અજાયબ ભેટ આપવાનો પ્રશંસનીય આવશ્યક પ્રયાસ છે. પ્રયોગકર્તા, લેખક, પ્રકાશક ધન્યવાદને પાત્ર છે.

અશ્વિન ઔષધાલય,
**અમદાવાદ**

**હ. મો. જોશી.**

પૂ. પંડિત શ્રી. મોક્ષાકર વિશ્વબંધુના નિકટમાં રહી તમોએ ઘણો સમય અવનવો પ્રેતાત્માનુભવ મેળવ્યો અને છેલ્લા પાંચ વર્ષથી તેમના સત્ય સ્વાનુભવોને પુસ્તક આકારે પ્રકટ કરવાને જે ધગશ અને ધીરજથી કાર્યરત હતા તે આજે ફળીભૂત જોતાં અમને ઘણોજ આનંદ થાય છે. 'જિગર અને અમી'ના વાચન બાદ "પરલોકગત જીવાત્માઓ"નું વાચન વાચકવર્ગને અવનવા ભાવોમાં તરબોળ કરી કર્મમર્મ સમજાવી રહસ્યભરી જન્મ–મરણની ઘટમાળના સર્જક પ્રભુ તરફ વાળી શકશે એ નિઃશંક છે.

શક્તિપીઠ,
**મુડેટી.** (સાબરકાંઠા)

**રમાનાથ એમ. શાસ્ત્રીજી**
યોગમંત્ર તંત્ર કર્મકાંડ વિશારદ.

અગમ્ય પ્રેતસૃષ્ટિ હજુ લગી સામાન્ય જનતાને સમસ્યાના રૂપમાં જ બલ્કે અગમ, અગોચર, રહસ્યમય લાગે છે. મરણોત્તર સ્થિતિ પરત્વે પણ સંદિગ્ધતા પ્રવર્તે છે. આ પરિસ્થિતિમાં "પરલોકગત જીવાત્માઓ" વિશે પં. શ્રી. મોક્ષાકર વિશ્વબંધુએ જે કડીબંધ સ્વાનુભવરસિક સાહિત્યનો પુરસ્કાર કર્યો છે એ આ વિષય પર અજબ પ્રકાશ પાડે છે. વાચકોને આ વિદ્યા પ્રત્યે અભિરુચિ પ્રેરશે.

આવી શાસ્ત્રીય ચર્ચા આપણા સાહિત્યમાં પ્રથમ વાર થાય છે. આવી અદ્ભુત સેવા માટે લેખકશ્રીને મારા ધન્યવાદ.

પ્રકાશ આર્ટ્સ કોલેજ,
રીલીફરોડ,
**અમદાવાદ ૧.**

**વસંતલાલ જી. ઉપાધ્યાય**
એમ એ.
પ્રીન્સીપાલ : પ્રકાશ આ. કોલેજ.

"પરલોકગત જીવાત્માઓ"નું પ્રકાશન વાચકવૃન્દને ભૂત–પ્રેતના બ્હાનાથી ગભરાવી નાખવા માટે નથી; પરંતુ સાચી કે ખોટી વાસનાથી ઘેરાયેલા માનવને વાયુતત્ત્વપ્રધાન પ્રેતયોનિ પ્રાપ્ત થાય છે એ દર્શાવવા સારુ છે. શાસ્ત્રોક્ત માર્ગે ચાલી વાસનામુક્ત

થયા સિવાય મરણ પછી સદ્‌ગતિ સાંપડતી નથી, એવા આર્ય સિદ્ધાન્તો આ પુસ્તક રજુ કરે છે. પુનર્જન્મ છે, પરલોક છે, પ્રેતયોનિ છે, સ્વવાસનાનુસાર જીવાત્માને સુખદુઃખ સાંપડે છે, કર્મના નિયમો અકાટ્ય છે—આવા ઉદ્દેશના પ્રચારક શ્રી. વિ. પ્ર. ઉપાધ્યાય (સંપાદક 'સન્માર્ગ')ની આ કૃતિ આવકારપાત્ર છે.

**શ્રી. જયકૃષ્ણલાલ મહારાજા.**

તા. ૫–૮–૫૮

'પરલોકગત જીવાત્માઓ' વાંચીને અનહદ આનંદ થયો. આ પુસ્તક શાસ્ત્રને ખૂબ જ પૂરક બની રહેશે. પ્રેતાત્માનો અર્થ દેવતાઓથી નીચી અને મનુષ્યથી ઊંચી કોટિના આત્માઓ થાય છે. આ પુસ્તકમાં પં. શ્રી. મોક્ષાકર વિશ્વબંધુના અનુભવો યોગાત્મક પ્રયોગો સરખા છે અને તેનો ઉલ્લેખ શ્રીમદ્‌ ભાગવતમાં પણ છે. આ પુસ્તકનું એક જ વખતનું વાચન, જીવની મરણબાદ કેવી સ્થિતિ થશે, તેવું વિચારવાનો અવકાશ મેળવવાની ફરજ પાડશે. પુનર્જન્મને પ્રમાણભૂત બનાવનાર આ પુસ્તક શ્રી. વિનાયકરાયભાઈએ લખીને આસ્તિકને વધુ શ્રદ્ધાળુ અને નાસ્તિકને આસ્તિકતા તરફ વાળનાર દીવાદાંડીની ગરજ સારી છે. આ પુસ્તકનો અભ્યાસી જો શ્રદ્ધાળુ હશે તો જીવનને દિવ્ય અને મૃત્યુને મધુર બનાવવાનો પ્રયાસ કરશે.

નારાયણનગર, **અમદાવાદ ૭**
તા. ૨૬–૮–૫૮

(સહી) **શંભુ મહારાજ**

'પરલોકગત જીવાત્માઓ'ના ૧ થી ૪ ભાગ વાંચ્યા. ખૂબ આશ્ચર્ય થયું. તર્ક–વિતર્ક પણ થયા; પરંતુ જ્યારે મારા મરણ

પામેલા સગા સાથે સંપર્ક સાધી લેખકે જે સંદેશાઓ મેળવ્યા, અપાવ્યા તેથી ખરેખર આ વિદ્યા પ્રત્યે માન ઉપજ્યું, શંકા જતી રહી અને નક્કી થઈ ગયું કે "ઈશ શક્તિનું અસ્તિત્વ છે, આત્મા અમર છે, પૂર્વજન્મ અને પુનર્જન્મ છે, પરલોક છે, પ્રેતસૃષ્ટિ છે, મરણ પછી જીવન છે એટલે વાતચીત શક્ય છે, શ્રાદ્ધાદિ ક્રિયાઓથી મરનારને શાંતિ મળે છે, જીવાત્માઓનો જન્મ–મરણ–પ્રવાહ કર્મને આધીન છે, કર્મના નિયમો અવિચલ અને અકાટ્ય છે, કર્મભોગ સિવાય જીવાત્માઓનો છુટકારો નથી, શાસ્ત્રોક્ત કર્મકાંડ એ ધતિંગ નથી." આવાં પુસ્તકોનું પ્રકાશન લોકોને વાસ્તવિક પ્રામાણિક જીવન જીવવાનો જરૂર ખ્યાલ આપે છે. લેખક, પ્રકાશકને ઘણા ઘણા પ્રણામ.

મુ. પો. **ગાંગડ.**
તા. ધોળકા.
તા. ૨૫–૯–૬૧

**પ્રવીણચંદ્ર શં. શુક્લ**

'પરલોકગત જીવાત્માઓ' સંબંધી રામાયણ, મહાભારત, ગીતા, ભાગવતાદિ આર્ય ગ્રંથોમાં ઘણું લખાયેલું છે. અત્યારના અણુયુગમાં આ ગૈબીસૃષ્ટિ વિષે સંશોધનાત્મક રીતે પૂ. પા. પં. શ્રી. મોહાકરજી (જિગર)ની અનુભૂત વાસ્તવિક વિગત રજુ કરી વહેમી લોકમાનસને નવો પ્રકાશ આપી, જીવાત્માઓની ઉન્નતિ જેનાથી થાય છે તેવા અસરકારક સદુપદેશ સાથેની રોચક સામગ્રી શ્રી. વિ. પ્ર. ઉપાધ્યાયજી કૃત "પરલોકગત જીવાત્માઓ" ભાગ ૧–૨–૩–૪ માં જોતાં ઘણો આનંદ થયો. લોકોને દુષ્કર્મોમાંથી છોડાવવા સારૂ ઉક્ત પુસ્તકોનું વાચન ખૂબ સહાયક નીવડશે એવું મારૂં માનવું છે. શ્રીમદ્ ભાગવત–કથાકાર શ્રી. વિ. પ્ર. ઉપાધ્યાયજીનો આ દિશામાં થયેલો લેખન–પ્રયાસ ખરેખર સફળ છે. પ્રભુ તેમને નવી શક્તિ બક્ષે!

**વડનગર.**
તા. ૨૯–૯–૬૧

**નટવરલાલ મગનલાલ પટેલ**
ધારાસભ્ય.

શ્રી. વિ. પ્ર. ઉપાધ્યાય લિખિત "પરલોકગત જીવાત્માઓ" કે સભી હિસ્સે પઢે. પઢકર બહુત દિલચસ્પી હુઈ. ઉન્હોંને બયાન કી હુઈ રૂહોંકી કારવાઈ સૂની. અપની અપની કરી હુઈ કારવાઈયોંકા ફલ કૈસા ભૂગતને પડેગા વોહ ઉન્હોંને ઠીક તૌરસે બતાયા હય. ઈસ્લામકે ધર્મગ્રંથ ભી ગૈબીસૃષ્ટિકી ઈન બાતોંકા સમર્થન કરતે હૈં. હમારે યહાં ભી મૃત જીવોંકી શાંતિ ઔર ઉન્નતિ નિમિત્ત દાન, ભજન, ભોજનાદિ ધર્મકાર્ય હોતે હી હૈં. ઉમ્મીદ હૈ કિ બડી કઠિનતાસે તૈયાર કિયે હુએ યે હિસ્સે પઢનેવાલોં કે દિલ બહલાકર તારીફ હાંસિલ કરેગા હી.

કાઝીવાડો,
વડનગર. (ઉ.ગુ.)

(સહી) **મુનીર બી. કાઝી.**

## AN OPINION.

I have thoroughly read the four parts of 'Parlokgat Jivatmao' edited by Shree V. P. Upadhyaya and it has given me glimpses of life after death. The reading is very interesting and leads one to know how should live his life what great bearing the karm has on one's future the immortality of soul and existance of a super human power to which we all must bow down It is a great work of reverend late Shree Vishvabandhoo Mokshakar which one who thinks of betterment of his soul, should read. We are indebted to Shree V. P. Upadhyaya who has shown this work the light of the day.

Infectious Diseases Hospital,
Outside Jamalpur Gate,
AHMEDABAD.

Sd/ **S. G. Joshi.**
M.B.B.S., D.T.M.
Chief Medical Officer.

## સાહિત્યપ્રેમી ગુજરાતી જનતા જોગ–

## "જિગર અને અમી" પછી શું વાંચશો ?

મહાગુજરાતના જાણીતા યશસ્વી લેખક રા. રા. શ્રી. ચુ. વ. શાહ દ્વારા રચાયેલી 'જિગર અને અમી' ભાગ ૧–૨–૩ માંના મુખ્ય પાત્ર પ્રેતાત્મવિદ્યાવિશારદ સ્વાનુભવી પં. શ્રી. મોક્ષાકર વિશ્વબંધુ ઉર્ફે "જિગર"ના વીસ વર્ષોના સંગ્રહિત રોમાંચક સાહસભર્યા સત્ય ઘટનાત્મક મરણોત્તર જીવનના વૈવિધ્યપૂર્ણ, બોધપ્રદ, અનોખા, અદ્‌ભુત અને અવનવા, રસિક પ્રસંગો વાંચવા સારુ ખરીદો:–

**(૧) પરલોકગત જીવાત્માઓ ભાગ ૧–૨–૩–૪**
દરેકની કિંમત રૂા. ૨) (પોષ્ટેજ રજીસ્ટર્ડ બુક-પોષ્ટના ૬૨ ન. પૈ. વધુ)

શ્રી. વિ. પ્ર. ઉપાધ્યાય દ્વારા લખાયેલાં આ પુસ્તકો વાંચવાથી ખાત્રી થાય છે કે ઇશ્વરનું અસ્તિત્વ છે, આત્મા અમર છે, પૂર્વજન્મ છે, પુનર્જન્મ છે, પરલોક છે, પ્રેત-સૃષ્ટિ છે, મરણ પછી જીવન છે એટલે વાતચીત શક્ય છે, શ્રાધ્ધક્રિયાદિથી મરનારને શાંતિ મળે છે, જીવાત્માઓનો જન્મ–મરણ–પ્રવાહ કર્મને આધીન છે, કર્મના નિયમો અવિચલ અને અકાટ્ય છે. કર્મભોગ સિવાય જીવાત્માઓનો છુટકારો નથી, શાસ્ત્રોક્ત કર્મકાંડ એ ધતિંગ નથી.

ગાંધીગલી,
વિસનગર.
તા. ૩૧–૧૦–૬૧

શ્રી. દેવશંકર ના. મહેતા